શ્રી શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયનાં પ્રેરક વિચારરત્નો

# શરદવંદના

: સંગ્રાહક અને અનુવાદક :

રમણલાલ સોની

શ્રીકાન્ત, વિપ્રદાસ, શેષપ્રશ્ન, સ્વામી, કાશીનાથ, સાવકી મા, શુભદા, ચાંદમુખ, વિવાહિતા, પ્રભાતકિરણો નગરલક્ષ્મી વગેરેના અનુવાદક.

એન. એમ. ઠક્કરની કંપની
બુ ક સે લ ર્સ, પ બ્લિ શ ર્સ
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

## રમણલાલ સોનીનાં પુસ્તકો

| | |
|---|---|
| ચબૂતરો | [ મૌલિક વાર્તાસંગ્રહ ] |
| પૂછડિયાના પ્રદેશમાં | [ સાહસની સળંગ કથા ] |
| માથાનું દાન | [ શાળોપયોગી ત્રિઅંકી નાટક ] |
| રૂપાની ગાય | [ ,, એકઅંકી નાટકો ] |
| ભીખો ચોટ્ટો | [ સ્વતંત્ર નવલકથા ] |
| બાળકોનાં ગીતો | [ કાવ્યો ] |
| પગલાં ભાગ ૧ થી ૪ | [ બાળ કથાકાવ્યો ] |
| બુધાકાકા | [ બાળ વાર્તાઓ ] |
| શિશુકથા ભા. ૧ | [ ,, ] |
| મહર્ષિ દયાનંદ સરસ્વતી | [ પ્રામાણિક જીવન ] |
| મરણ પછીની જીંદગી | |
| હિંદ અને બ્રિટનનું રાજ્યતંત્ર | [ હાઈસ્કૂલો, કૉલેજો માટે ] |
| ભાગવત કથામંગલ } | [ કથાઓ, આખ્યાનો ] |
| ઉપનિષદ્ કથામંગલ } | [ ,, ] |

### અનુવાદ-ગ્રંથો.

| | |
|---|---|
| સ્વામી | [ શરદ બાબુ ] |
| કાશીનાથ } ભોગીલાલ ગાંધીના | |
| સાવકી મા } સહકારમાં | [ ,, ] |
| વિપ્રદાસ | [ ,, ] |
| અનુરાધા [ બડી દિદિ, નારીનું મૂલ્ય વગેરે ] | ,, |
| નવીના [ શેષ પ્રશ્ન ] | ,, |
| શ્રીકાન્ત ભા. ૧-૨-૩-૪ | ,, |
| શુભદા | ,, |
| ચાંદમુખ | ,, |
| વિવાહિતા | શરદબાબુ સંપાદિત |
| નગરલક્ષ્મી | રવીન્દ્રનાથ ટાગોર |
| પ્રભાત કિરણો | [ પ્રભાત કુમાર ] |
| સૂડી વચ્ચે સોપારી | [ ,, ] |
| લાલ પડછાયા | [ ચીની જપાની વાતો ] |

# નિવેદન

'સ્ત્રીના કલંકની વાત ન માનવાથી દુનિયામાં છેતરાઈએ એ બહેતર છે. પરંતુ માની લઇને પાપના ભાગીદાર થવામાં લાભ નથી.'

શરદબાબુના આ એક ટચૂકડા વાક્યે મારી જેમ અનેકોના હૃદય પર અસર કરી હશે. આવાં પ્રેરક વાક્યોનો જો સંગ્રહ કરવામાં આવે તો શરદ બાબુને સમજવામાં ખૂબ ઉપયોગી થઈ પડે એટલું જ નહિ, પણ વાચકને પણ એમાંથી ઘણું જાણવા વિચારવાનું મળે એમ ધારી મેં આ સંગ્રહ તૈયાર કર્યો છે.

નાના નાના અનેક વિભાગોમાં આ વિચારકણોને વેરી નાખી, છિન્ન ભિન્ન કરી નાખવાને બદલે, તેના મુખ્ય ચાર વિભાગ પાડ્યા છે. પરંતુ કોઈ પણ એક વિભાગ 'એર–ટાઇટ કંપાર્ટમેન્ટ' જેવો થઈ શકતો નથી. એટલે એક વિભાગમાં મૂકવા જેવા વિચારકણો બીજા વિભાગમાં મુકાઈ ગયા હોય એ બનવાજોગ છે. પુસ્તકના અંત ભાગમાં શરદ બાબુની કલ્પના અને વર્ણનશક્તિનો ખ્યાલ આપવા થોડાંક અવતરણો મૂક્યાં છે.

શરદ બાબુને પોતાનાં પુસ્તકોમાં પોતાના વિચારો હાલતે ચાલતે પ્રગટ કરવાની ટેવ નથી; વાર્તાના પ્રવાહને ન અવરોધે, વાર્તાની કલાને ઝાંખી ન પાડે, અને પાત્રોના માનસની ક્રિયાને

સમજવામાં મદદગાર થઈ પડે એવું લાગે ત્યાં જ તેઓ બે શબ્દ ઉચ્ચારે છે; પરંતુ આથી તો એમની વિચારકણિકાઓનું મૂલ્ય ઊલટું વધી જાય છે, એમનાં એવાં વચનો મુનિની વાણીની જેમ અણધાર્યું બળ પકડે છે, અને વાચકને તેની આવશ્યકતા અનિવાર્ય લાગે છે. જેમકે,

**'સ્ત્રીનું સાચું સૌન્દર્ય જોવાની દૃષ્ટિ કેટલી દુર્લભ છે!'** [૩૪]

—આ એક વાકયમાં સુરૂપતા કુરૂપતાની જાણે મિમાંસા થઈ ગઈ છે; અને પુરુષની મૂઢતા, કઠોરતા ઉપર ચાબખા પડી ગયા છે!

**'સ્ત્રીના સુખની ખબર તો દેવને યે નથી હોતી'**

—સ્ત્રીના આત્મસમર્પણનું જાણે આમાં મહિમાગાન સંભળાય છે.

નારીહૃદયની સૂક્ષ્મતમ આકાંક્ષાઓ, ભાવનાઓ, અને વેદનાઓને શરદ બાબુ એનાં અનેક સ્વરૂપે આપણી આગળ પ્રત્યક્ષ કરે છે. "નારીના રોગી, કિલષ્ટ, દુર્બળ ફિક્કા મુખમાં યે એક પ્રકારનું ગુપ્ત માધુર્ય રહેલું છે.' [૮]; એ બતાવવાનું યે તેઓ ચૂકતા નથી. નારી પ્રત્યેની એમની સહાનુભૂતિ ને દર્દ એમનાં તમામ લખાણોમાં વ્યક્ત થાય છે. નારીહૃદયને જોવાની એમની દૃષ્ટિ કેવી અનુભવી છે એ જુઓ—

'સ્ત્રીઓની એવી ઉલટપાલટ દશા મેં જોઈ છે કે બહારથી આ બે આંખોની નજરને સાચી માની લેવામાં કેવી મોટી ભૂલ થાય છે એ હું બરાબર સમજું છું.' [૨] —એટલે કે ઉતાવળે અનુમાન કરી લઈ નારીને અન્યાય ન કરી બેસાય એની તેઓ સતત ચિંતામાં રહે છે. પ્રેમની શુચિતાના ઈતિહાસને જ તેઓ માનવ–સભ્યતાનો ઈતિહાસ કહે છે. [૫] વળી નારીને તેઓ 'જગતનું અણમૂલ રત્ન' કહે છે; અને 'તરતાં આવડે, છતાં સાગરમાં ડૂબવાની બીકે રત્ન લેવા ન જવું' એને દુર્બળતા કહે છે!' [૩૫] શરદબાબુએ નારીનું આ ઓછું ગૌરવ કર્યું છે?

 

શરદ્‌બાબુને ગંભીર વિચારકના લેબાસમાં દેખા દેવી નથી ગમતી. તેથી તેમનાં વચનો ઘણી વખત કઠોર મર્મથી ભરેલાં છે. સીધી દલીલોને બદલે કુટીલ તર્કનો આશ્રય લેવો તેમને ગમે છે. આથી કેટલીક વખત બળેલા ઝળેલા, થાકીને ઝનૂની બનેલા માણસની આગ પણ એમની વાણીમાં દેખાય છેઃ

‘પાપ જો મરી જાય તો પ્રાયશ્ચિત કરશે કોણ?’ ૨૮

‘કોલસાને ધોઈને એનો રંગ બદલી શકાતો નથી, તેને તો અગ્નિમાં બાળવો પડે છે.’ ૧૯

‘દુષ્કર્મ ઢાંકી દેનારું દાનવૃત્તિ જેવું બીજું એકે ઢાંકણ નથી.’ ૪

‘સૂરજ કરતાં તપેલી રેતીથી જ વધુ જલેલા પડે છે!’ ૧૩

‘ધર્મ તો બખતરની જેમ આઘાત સહ્યા જ કરે—એ જ તો એની છેવટની કસોટી છે.’ [illegible]

‘પાણી જોતાં જ જો તરસ નથી લાગતી, તો રૂપ જોતાં જ શું કામ તેની પિપાસા જાગી ઊઠે?’ ૮

‘દુનિયામાં ભાગ્યે જ એવો કોઈ અપરાધ હશે, કે ઈચ્છીએ તો એની માફી ન આપી શકીએ.’ ૭

‘નીલકંઠના ગળામાં ઝેર છો રહ્યું, એ કંઈ પેટમાં થોડું જ જવાનું હતું?’ ૪

‘બહારથી ઇંડાનું કવચ તોડી અંદરના જીવને છૂટો કરવાથી એ છૂટો થતો નથી—મરે છે.’ ૫

‘જે નજરે દેખાતું નથી તે નથી જ એવું છાતી ઠોકીને કોણ કહી શકે તેમ છે?’ ૧

આ તો માત્ર થોડાંક દૃષ્ટાન્તો આપ્યાં છે.

શરદ્‌બાબુને લોકજીવન સાથે સીધો ને ગાઢ પરિચય હતો—સમાજના ઘૃણિત, દલિત, પતિત તરફની તેમની સહાનુભૂતિ એમણે ક્યાંયે છુપાવી નથી. તેઓ કહે છેઃ

'માણસનું મરણ જોઈ મને બહુ આઘાત લાગતો નથી, મનુષ્યત્વનું મરણ જોઈ લાગે છે.' ૩

'માણસનાં કર્મ જ ફક્ત અસ્પૃશ્ય અને અપવિત્ર હોય છે, માણસ નહિ.' ૩

'લાંબા વખતથી અમુક વસ્તુ છે એટલા જ વાસ્તે એને પાછી લાંબા વખત સુધી ટકાવી રાખવી જોઈએ એ કેવી વાત?' ૫

'આંખની હિંસ્ર દૃષ્ટિ કેવળ માણસ જ નહિ, પરંતુ જાનવર સુદ્ધાં ઓળખી શકે છે.' ૯

'ધરતીના કોઇ પણ કંપ કરતાં હૃદયનો કંપ શું ઊતરતો છે?' ૭

'શ્રીકાન્ત', 'શેષ પ્રશ્ન', 'વિપ્રદાસ', 'ચરિત્રહીન', 'દત્તા', 'દેના પાઓના', 'નારીર મૂલ્ય' જેવાં પુસ્તકોમાંથી આવી કણિકાઓ સારી સંખ્યામાં મળી આવી છે, જ્યારે 'બામુનેર મેયે', 'બડ઼ દિદિ', 'વિરાજવહુ', 'પરિણીતા', 'વૈકુંઠેર વિલ', 'અનુરાધા, સતી ઓ પરેશ', 'નિષ્કૃતિ', 'ચંદ્રનાથ', 'શુભદા', 'નવવિધાન', વગેરેમાંથી જવલ્લે જ હાથ લાગી છે. આને માટે એ પુસ્તકોની રચના અને શરદબાબુની વાર્તાકલા જવાબદાર છે.

શરદબાબુ કેટલીક વખત પાત્રોને મોંએ સૂત્રાત્મક સુંદર વચનો ઉચ્ચારાવે છે. આવાં વચનો લેખકના વિચારો તરીકે નિઃશંકપણે સર્વદા રજૂ ન કરી શકાય એમ લાગવાથી તે આ સંગ્રહમાં અવતરણ ચિહ્નોમાં મૂક્યાં છે. ઘણાંખરાં આવાં વાક્યો 'શેષ પ્રશ્ન' માંથી છે.

આ વિચારકણિકાઓ સંગ્રહવામાં બંગાળી પુસ્તકોમાંથી અનુવાદિત કરી અવતરણો લીધાં છે, કયો વિચાર કયા પુસ્તકમાંથી

લેવામાં આવ્યો છે તે સૂચવવા તે તે પુસ્તકનું નામ તેની સાથે છાપવું અગવડભર્યું લાગવાથી, આ પુસ્તક પૂરતો શારદબાબુનાં મૂળ પુસ્તકોનો અમુક ક્રમ નક્કી કરી લઈ, તે ક્રમ પ્રમાણેનો પુસ્તકનો અંક તે તે વિચારકણિકાને અંતે છાપ્યો છે. આ ક્રમાંકોની સૂચિ પુસ્તકની શરૂઆતમાં મૂકી છે.

છેવટે, આ સંગ્રહને પ્રકાશમાં લાવવામાં મદદ કરનાર પ્રિય મિત્ર ભાઈ લલિત પંડ્યા તથા મેસર્સ એન. એમ. ઠક્કરની કંપનીવાળા ભાઈ શ્રી નંદલાલ ઠક્કરનો જાહેર ઋણ-સ્વીકાર કરી લઉં.

મુંબઈ, ૨૫-૧૧-૪૧

રમણલાલ સોની

# મૂળ પુસ્તકોના ક્રમાંકની સૂચિ

| અંક | પુસ્તકનું મૂળ નામ |
|---|---|
| ૧ | શ્રીકાન્ત પર્વ. ૧ |
| ૨ | ,, પર્વ. ૨ |
| ૩ | ,, પર્વ. ૩ |
| ૪ | ,, પર્વ. ૪ |
| ૫ | શેષ પ્રશ્ન |
| ૬ | વિપ્રદાસ |
| ૭ | ગૃહદાહ |
| ૮ | ચરિત્રહીન |
| ૯ | દત્તા |
| ૧૦ | દેના પાઓના |
| ૧૧ | પથેર દાબિ |
| ૧૨ | બામુનેર મેયે |
| ૧૩ | સ્વામી |
| ૧૪ | બડ દિદિ |
| ૧૫ | નિષ્કૃતિ |
| ૧૬ | પલ્લીસમાજ |
| ૧૭ | વિરાજવહુ |

| અંક | પુસ્તકનું મૂળ નામ |
|---|---|
| ૧૮ | ચંદ્રનાથ |
| ૧૯ | દેવદાસ |
| ૨૦ | પરિણીતા |
| ૨૧ | વૈકુંઠેર વિલ |
| ૨૨ | અરક્ષણીયા |
| ૨૩ | શુભદા |
| ૨૪ | નવવિધાન |
| ૨૫ | પંડિત મશાય |
| ૨૬ | બિંદુર છેલે |
| ૨૭ | મેજ દિદિ |
| ૨૮ | કાશીનાથ |
| ૨૯ | છબિ |
| ૩૦ | અનુરાધા, સતી ઓ પરેશ |
| ૩૧ | હરિલક્ષ્મી |
| ૩૨ | છેલેમેલાર ગલ્પ |
| ૩૩ | નારીર મૂલ્ય |
| ૩૪ | શેષેર પરિચય |

૩૫ ચાંદમુખ

સ્ત્રીનું મન એ કેવી વિરાટ અકલ્પ્ય વસ્તુ છે! ૧



સ્ત્રીના કલંકની વાત ન માનવાથી દુનિયામાં છેતરાઈએ એ બહેતર છે, પરંતુ માની લઈને પાપના ભાગીદાર થવામાં લાભ નથી. ૧



પ્રબળ પ્રેમ કેવળ પાસે જ ખેંચતો નથી—એ દૂર પણ ધકેલી દે છે. ૧



ભગવાન! અમારા આ સતી સાવિત્રીના દેશમાં પતિની ખાતર સહધર્મિણીને અપાર દુઃખ દઈને સતીનું માહાત્મ્ય તેં ઉજ્જવળથીયે અધિક ઉજ્જવળ કરી જગતમાં પ્રકટ કર્યું છે. એનું સમસ્ત દુઃખ દૈન્ય ચિરસ્મરણીય રૂપે ફેરવીને જગતની તમામ નારીને તું કર્તવ્યના અચલ માર્ગ પર આકર્ષી રહ્યો છે. ૧



બર્મી સ્ત્રીઓ બહુ જ મહેનતુ હોય છે; પણ પુરુષો તેટલા જ આળસુ હોય છે. ઘરનાં કામકાજથી માંડીને બહારનાં વેપારવણજ સુધીનું લગભગ બધું જ કામ સ્ત્રીઓના હાથમાં હોય છે, તેથી લખવા વાંચવાનું તેમને શીખ્યા વગર ચાલતું જ નથી. પરંતુ પુરુષોની વાત જુદી છે. ભણ્યા તો ઠીક, ન ભણ્યા તો કંઈ શરમાવું પડે તેમ નથી. આળસુ પુરુષ સ્ત્રીની કમાણીનું અન્ન ઘરમાં ઉડાવે, અને બહાર સ્ત્રીના પૈસાથી જ રોફ મારતો ફરે, તો પણ તેમાં લોકોને નવાઈ લાગતી નથી. ૨



મારા જીવનમાં જે મહાન સ્ત્રીઓ મેં જોઈ છે, તે બધી તેમના દુઃખને લીધે જ મારા મનમાં તેવું સ્થાન પામી છે. ૨



સંસારમાં બધીજ વસ્તુઓનો તોડ પુરુષો લાવી શકતા નથી. ૨



'પુરુષ આદમી હમેશાં ઉછાંછળો હોય છે, હમેશાં થોડો થોડો પણ અવિચારી હોય છે; પણ સ્ત્રી જાતે તો સહન કરવું જ પડે, તે વગર સંસાર ચાલી જ ન શકે! ૨



સ્ત્રીઓ પોતાને ઊતરતી માનવાથી ઊતરતી થઈ જતી નથી, પણ પુરુષે તેમને ક્ષુદ્ર માની ક્ષુદ્ર કરી નાખી છે, અને પોતે પણ ક્ષુદ્ર થઈ ગયો છે. આ જ સાચી વાત છે. ૨



'માતા થવાનો લોભ વળી કઈ સ્ત્રીને નથી?'. ૨



બધીજ સ્ત્રીઓના અંતરમાં નારી વાસ કરે છે કે કેમ એ વિશે છાતી ઠોકીને કહેવામાં અતિ દુઃસાહસ રહેલું છે, પરંતુ નારીની ચરમ સાર્થકતા માતૃત્વમાં છે એ વાત ઘાંટો પાડી પાડીને બધે કહી શકાય તેમ લાગે છે. ૨



પ્રેમના જેવી આવી ભારે શક્તિ, અને આવો મોટો શિક્ષક જગતમાં બીજો કોઈ નથી. જગતમાં એવું એકે કામ નથી જે એનાથી ન બને. ૨



સ્ત્રીઓની એવી ઉલટપાલટ દશા મેં જોઈ છે કે બહારથી આ બે આંખોની નજરને સાચી માની લેવામાં કેવી મોટી ભૂલ થાય છે, એ પણ હું બરાબર સમજું છું. ૨



કોઇપણ અમુક ઉંમરનાં સ્ત્રીપુરુષને, કોઈ એક અમુક સ્થિતિમાં જોવા માત્રથી જ, કંઈ અમુક સંબંધની કલ્પના કરી લેવી એ કેવી મોટી ભૂલ છે! ભવિષ્યની જટિલ સમસ્યા ભવિષ્યના જ હાથમાં છોડી દેવી. ૨



પતિ એજ સતીનો એક માત્ર દેવતા છે કે નહિ, એ સંબંધમાં મારો અભિપ્રાય છપાવી જાહેર કરવા જેટલી હિંમત મારામાં નથી; તેવી જરૂર પણ લાગતી નથી. પરંતુ સર્વાંગીન સતીધર્મની અપૂર્વતા — દુઃસહ દુઃખ અને કેવળ અન્યાયમાં પણ તેનો અભ્રભેદી વિરાટ મહિમા, જેનું અસહ્ય સૌન્દર્ય નજરે દીઠા વગર કદી કલ્પનામાં પણ આવે તેમ નથી, — જેને લીધે સ્ત્રી એકી સાથે અતિ ક્ષુદ્ર અને અતિ બૃહત બની છે — તેનું મને અવ્યક્ત દર્શન થયું છે. ૨



અતિ પ્રબળ પ્રેમનું અપમાન કરી શકું, — નીતિશાસ્ત્રની પોથી એટલી બધી હું ભણ્યો નથી.



પતિ જ્યારે કેવળ એક માત્ર નેતરના જોર પર સ્ત્રીના તમામ હક છીનવી લઈ, તેને અડધી રાતે એકલી ઘરમાંથી કાઢી મૂકે, ત્યારે પણ વિવાહના વૈદિક મંત્રોના આધારે સ્ત્રીની ફરજનો ભાર તેવો ને તેવો કાયમ રહે છે? શું બધી જવાબદારી અને બંધનનો ભાર કેવળ એક સ્ત્રી હોવાના ગુનાને લીધે જ સ્ત્રીને માથે રહી ગયો છે? જેના પતિએ આવો ઘોર અપરાધ કર્યો છે તેની સ્ત્રીએ એ અપરાધના પ્રાયશ્ચિતમાં આખી જિંદગી જીવત મુવેલા જેમ ગાળવી એમાં જ તેના નારી–જન્મની સાર્થકતા છે? એક દિવસ વિવાહના મંત્રો બોલાવડાવ્યા હતા, — એટલું જ માત્ર જીવનમાં સત્ય છે, અને બીજું બધું સાવ જૂઠ? સ્ત્રીના પત્નીત્વનો કંઈજ

અર્થ નહિ, એને મા થવાનો કંઈજ હક નહિ,— સમાજ, સંસાર, આનંદ, કશામાંયે એને લેશમાત્ર અધિકાર નહિ? એક નિર્દય, જૂઠા-બોલો પાપાચારી પતિ વગર વાંકે સ્ત્રીને હાંકી કાઢે એથી શું એનું સમસ્ત જીવન, સમસ્ત નારીત્વ વ્યર્થ અને પાંગળું થઈ જાય, એમ? એટલા માટે જ શું ભગવાને સ્ત્રીને ઘડી પૃથ્વી પર મોકલી છે? બધા દેશમાં, બધા ધર્મમાં આ અન્યાયનો ઉપાય છે,— એ હિંદુ ઘરમાં જન્મી છે એટલે જ શું એને માટે દશે દિશાઓ બંધ થઈ ગઈ છે? ૨



'ખરેખર, આ બળ્યા દેશમાં જે રીતે આપણે છોકરીઓને ફેંકી દઈએ છીએ એ જોતાં તો ભદ્ર કે અભદ્ર બધાયે સરખા છે.' ૩



સ્ત્રીઓને આપણે હીન બનાવી દીધી છે કે નહિ એ તર્ક નકામો છે, પરંતુ સ્વાભાવિક વર્તાવથી જો તેમને વંચિત રાખીશું તો એ કર્મનું ફળ ભોગવ્યા વગર છૂટકો જ નથી! ૩



'પૃથ્વી પર સજીવ મંત્રો વગરના બીજા પણ દેશો છે, જ્યાં સતીત્વનો આદર્શ આજે પણ એવો જ ઉચ્ચ છે.' ૩



અત્યંત દુઃખમાં જ સ્ત્રીનો સાચે સાચો ઊંડો પરિચય પ્રાપ્ત થાય છે. એને ઓળખવાનો આવો કસોટી-પહાણ પણ બીજો નથી, એનું હૃદય કબજે કરવાનું આવું ભારે હથિયાર પણ પુરુષના હાથમાં બીજું નથી. ૩



આદિ સ્ત્રીપુરુષથી વારસામાં મળેલા કલહનો મિમાંસક કોઈ નથી:—આ તકરાર જે દિવસે ટળી જશે, તે દિવસે સંસારનો તમામ રસ, તમામ માધુર્ય કડવું ઝેર બની જશે. ૩



આપણા દેશની એક બાળા શારીરિક મહેનત મજૂરીવડે પોતાની તમામ ઊણપોને પૂરી કરવા આતુર હોય છે. ૪



'જે દેશમાં કન્યાનાં લગ્ન ન થાય તો ધર્મ ડૂબી જાય, નાત-જાતમાં મોં સરખું બતાવી ન શકે, ડગલે ને પગલે ફિટકાર પામે, તે દેશમાં પુરુષો એકને પડતી મૂકી બીજીનો હાથ ન ઝાલે તો બીજું કરે પણ શું?' ૪



આ વરવિક્રય કરનારાઓ નિષ્ઠુર છે, નિર્દય છે એમ કહીને એમને ગમે તેટલી ગાળો ભાંડીએ, સમાજ અને ભાગ્યનો વાંક કાઢી ઘડીભર મનને મનાવીએ તો પણ એથી કરીને એનો પ્રતિકાર થઈ શકતો નથી. વરના બાપ કરતાં કન્યાના બાપને માથે એનો સામનો કરવાની વધારે જવાબદારી રહેલી છે એ વાત બહુ થોડા જાણતા હોય છે. ૪



કન્યાના કમનસીબ બાપના કાન આમળવા માત્રથી જ જો રૂપિયાનો ઢગલો થઈ જતો હોય, તો પછી એવે વખતે ભગત બની બેસવાથી, કે હાથ જોડી કાલાવાલા કરવાથી વાઘ કોઈને જીવતો નહિ જવા દે. ૪



સ્ત્રી પુરુષની બાબતમાં હૃદયનું વિનિમય એ બહુ જ સામાન્ય ઘટના છે—રોજ રોજ બને છે. એનો અંત નથી, એમાં નવીનતા પણ નથી, છતાં એ દાન અને એનો સ્વીકાર કોઈ એક વ્યક્તિના જીવનમાં કેટકેટલા વિચિત્ર અને વિસ્મયજનક રંગોથી ઝળહળી ઊઠે છે! યુગોયુગોથી એ મનુષ્યોનાં મનને ભીંજવે છે, અને છતાંયે એનો મહિમા ભુલાતો નથી કે ભુંસાતોયે નથી. એ અક્ષય સંપત્તિ આજે પણ માણસને મહાન બનાવે છે, બલવાન બનાવે છે, અકલ્પ્ય કલ્યાણની નવનવી સૃષ્ટિ સરજાવે છે. ૪



સ્ત્રીઓ આંસુથી કે દુઃખથી ડરી જતી નથી; તેમ તેની બહુ પરવા પણ કરતી નથી. ૪



સ્ત્રી અને પુરુષના પ્રેમની પ્રકૃતિ ભિન્ન ભિન્ન છે. પુરુષને ગમે છે વિસ્તાર, સ્ત્રીને ગમે છે ગાંભીર્ય. પુરુષ માગે છે ઉલ્લાસ—સ્ત્રી ઝંખે છે શાંતિ માટે. ૪



સતી-દહનનું બહારનું સ્વરૂપ સરકારી કાયદાથી બદલાયું, પરંતુ તેનું ભીતરનું દહન તો આજે પણ તેવું ને તેવું જ ચાલ્યા કરે છે. ૫



સ્ત્રીપુરુષોના સમાન અધિકારના દાવામાં રહેલું સત્ય, સત્યપ્રિય એવાં કેટલાંક અણસમજુ સ્ત્રીપુરુષોની જીભે અને ચળવળે કરીને એવું ધોળાઈ ગયું છે કે આજે એને મિથ્યા જ કહેવાનું મન થાય છે. સ્ત્રીના સમાન હકમાં માનનારા, વરસાદ વખતે એક છત્રીના વચમાંથી બે ભાગ કરી ચાલનારા બે જણા જેવા છે—બેય પલળે! ૫



સ્ત્રીના શારીરિક સૌન્દર્ય જેવી સુંદર વસ્તુ પણ જેમ દુનિયામાં કાંઈ નથી, તેમ એની વિકૃતિ જેવી અસુંદર વસ્તુ પણ કદાચ દુનિયામાં બીજી કોઈ નથી. ૫



કંઈ ફક્ત વરસ ગણી સ્ત્રીઓના આવરદાનો હિસાબ થતો નથી. એનો આયુષકાળ બહુ ટૂંકો છે, એ બીજા ભલે ભૂલી જાય, સ્ત્રીઓને ભૂલવું નહિ પાલવે. ૫



સ્ત્રીના સૌન્દર્યનો નિગૂઢ અર્થ અસ્ફુટ રહે એ જ ઠીક છે. ૫



સ્ત્રીત્વનું ખરેખર અવસાન સ્ત્રીની જાણબહાર જ ક્યારે થાય છે એની સ્ત્રીને ખબરે નથી પડતી. પતિપુત્રથી જેઓ સૌભાગ્યવતી છે, તેઓ સ્નેહ, પ્રેમ, સૌન્દર્ય અને માધુર્યથી એવી પરિપૂર્ણ થઈ જાય છે કે જીવનનો આવો મોટો સંકટ–સમય કેવી રીતે પસાર થઈ જાય છે તેની તેમને ખબર સુદ્ધાં પડતી નથી. ૫



'વિધવા સ્ત્રીની આત્મસમર્પણની પ્રવૃત્તિ પૂર્ણતામાંથી નથી નીપજતી, પણ માત્ર શૂન્યતામાંથી નીપજે છે,—હૃદયને ખાલી કરી નાખે છે. એ સ્વભાવ નથી, અભાવ છે.' ૫



'સાર્થકતાનો જે ખ્યાલ બાળપણથી છોકરીઓના મગજમાં તમે ઠાંસતા આવ્યા છો, એ પઢાવેલી બોલી જ તેઓ ગર્વથી રટી જાય છે, અને ધારે છે કે એ જ સત્ય છે! આથી તમે પણ છેતરાઓ છો, ને આત્માનંદના વ્યર્થ અભિમાનથી એ લોકો પણ મરે છે.' ૫



'માત્ર ભ્રમ જ ભાંગે છે એમ નથી. સાચેસાચો પ્રેમ પણ સંસારમાં આવી જ રીતે ભાંગી પડે છે.' ૫



સત્ય પતિનો ત્યાગ કરવામાં પણ નથી, અને પતિનું દાસીપણું કરવામાં પણ નથી, એ બંને ફક્ત રસ્તાની ડાબી જમણી બાજુઓ છે. ગન્તવ્ય સ્થાન પોતે જ શોધી લેવું પડે છે, તર્ક કરવાથી તેનો પત્તો નથી લાગતો. ૫



'એક દિવસે જેમણે કહ્યું હતું કે સ્ત્રીપુરુષના પ્રેમનો ઈતિહાસ એ જ માનવસભ્યતાનો સૌથી સાચો ઈતિહાસ છે, તેમને જ સત્યનું દર્શન સૌથી વધારે થયું હતું; પરંતુ જેમણે ઘોષણા કરી હતી કે પુત્રને માટે જ ભાર્યાનું પ્રયોજન છે, તેમણે સ્ત્રીઓનું માત્ર અપમાન જ નથી કર્યું, પણ પોતાની જ પ્રગતિનો માર્ગ બંધ કરી દીધો છે, અને આ જ અસત્યની ઉપર તેમણે પાયો ચણેલો તેથી આજે પણ આ દુ:ખનો અંત આવ્યો નથી.' ૫



ચાટુ વચનોના વિવિધ અલંકારો નારીના શરીર પર વળગાડી દઈ જે લોકો ડિમડિમ ફૂંકતા હતા કે નારીત્વમાં જ નારીની પરમ સિદ્ધિ છે, એ લોકો સમસ્ત નારી જાતિની વંચના કરનારા હતા. ૫



'શક્તિના બંધનમાંથી દુર્બળોને શક્તિમાનો જ બચાવે છે. તેવી જ રીતે, નારીની મુક્તિ પણ આજે એકલા પુરુષો જ આપી શકે છે, જવાબદારી એમની જ છે.' ૫



છોકરીઓને કોયડા બહુ ગમે છે,—એ સ્વભાવ છે. ૫



આપણામાંના ઘણાયે એવું સમજે છે કે છોકરીઓ ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરીને મેમ સાહેબ બની જાય છે, હિંદુઓના પ્રાચીન મધુર સંસ્કાર પછી તેમના હૃદયમાં સ્થાન પામતા નથી: એ કેવો મોટો ભ્રમ છે! ૫



ચીન દેશમાં જન્મથી છોકરીઓના પગ બાંધી ટચૂકડા કરવામાં આવે છે. પુરુષો એને સુંદર કહે છે,—પરંતુ સ્ત્રીઓ પણ જ્યારે પોતાના એ પાંગળા વિકૃત પગના સૌન્દર્ય ઉપર પોતે મુગ્ધ બને ત્યારે એક આશા રહેતી નથી. ૫



'નિષ્ઠાનું મૂલ્ય નથી એમ હું નથી કહેતી, પણ યુગયુગથી લોકો તેનું જે મૂલ્ય આંકતા આવ્યા છે તે પણ વધારે પડતું છે. એક વખત એક ઠેકાણે પ્રેમ કર્યા પછી કદી પણ કોઈ પણ કારણે તેમાં ફેરફાર થવાનો સંભવ જ ન હોય એવા મનનો અચલ અડોલ જડ ધર્મ સારો પણ નથી, સુંદર પણ નથી.'



'પરાયા ઘરની નિઃસ્વાર્થ ગૃહિણી, અને પરાયાં છોકરાંની નિઃસ્વાર્થ માતા થવાનું દૃષ્ટાન્ત કદાચ જગતમાં બીજે ક્યાંયે નહિ હોય.' ૫



નારી જીવનનું સત્યાસત્ય બતાવવાનો ભાર નારીની ઉપર જ રહેલો છે. એનો ન્યાય કરવાનો ભાર લેવાની પુરુષોને જરૂર નથી. આવી જ રીતે હમેશાં ન્યાયની વિડંબના થઈ છે, સ્ત્રી અપમાનિત થઈ છે, અને પુરુષનું ચિત્ત સંકીર્ણ અને કલુષિત થઈ ગયું છે. ૫



કોઈ પણ સ્ત્રીની ગેરહાજરીમાં તેની નિંદા કરવાનું કામ beastly છે અને તેના ચારિત્ર્યનો વગર કારણે ઉલ્લેખ કરવો એ હલકાઈ અને અભદ્રતા છે. ૫



એકાંત ઘરમાં અનાત્મીય સ્ત્રીપુરુષના માત્ર એક જ સંબંધનું (આપણને) જ્ઞાન છે—પુરુષની દૃષ્ટિએ સ્ત્રી એ ફક્ત સ્ત્રી જ છે, એથી વિશેષ હજી પણ (આપણે) કંઇ જ જાણતા નથી. ૫



સ્ત્રીઓ જ સ્ત્રીઓને સૌથી વધારે વગોવે છે. તેનાં કારણો પણ હું જાણું છું.

પુરુષો મોં બગાડે છે તેય હું જાણું છું. પણ એ તો માત્ર છળ હોય છે. ઘણી વખત પુરુષો માત્ર પોતાને જ ઠગતા હોય છે. ૫



'સ્ત્રી જાત નામ સાંભળીને ઘેલી બને છે એ વાત સાવ સાચી છે.' ૫



'મન જ જો દેવાળિયું હોય તો ગોરના મંત્ર પર, લગ્નની ક્રિયાના જોર પર લોકો ભેગા કરી વ્યાજ વસૂલ થઈ શકે, પરંતુ મુદ્દલ તો ડૂબ્યું જ ને!' ૫



'નારીનો પ્રેમ જેમ હૃદયને ઢાંકી દે છે, તેમ રૂપનો મોહ પણ બુદ્ધિને મૂઢ કરી દે છે. ભલે કરે, પણ પહેલું જેટલું મહાન સત્ય છે, તેટલું જ બીજું મહાન અસત્ય છે.' ૫



પતિનો ત્યાગ કરવો એ મોટી વાત નથી; પતિને પાછો મેળવવાની સાધના જ સ્ત્રીની ખરી સાર્થકતા છે. અપમાનનો બદલો લેવાથી સ્ત્રીનાં સાચાં માનમર્યાદા નષ્ટ થાય છે. ૫



ક્ષમા જ પ્રેમનો સાચો પ્રાણ છે. જ્યાં એ ક્ષમા નથી, ત્યાં પ્રેમ માત્ર વિડંબના છે. ૫



દુનિયામાં અનેક ઘટનાઓ બને છે, તેમાં લગ્ન પણ એક ઘટના છે,—એથી વધારે નથી; એને જ સ્ત્રીનું સર્વસ્વ માની લેવામાં આવ્યું, તે જ દિવસથી સ્ત્રીઓના જીવનનું સૌથી મોટું કારુણ્ય (Tragedy) શરૂ થયું છે. ૫



હજાર પ્રયત્નો કરે તોપણ પુરુષ સ્ત્રીના જેવા સ્વભાવ-કોમળ હૃદયથી સેવા કરી શકતો નથી. ૫



સ્ત્રીઓના પદસ્ખલનની લાંબી પહોળી વાતોમાં મને જરાકે રસ નથી, ઉત્સાહ કે કુતૂહલ જેવું પણ નથી. ૫



'હૃદય ખાલી રહેવા ઈચ્છતું નથી, ચારે તરફ હાથ લંબાવતું ફરે છે. અથવા, આવી જ કદાચ સ્ત્રીઓની પ્રકૃતિ હશે, પ્રેમપાત્રને તેઓ જીવનભર શોધી જ નહિ શકતી હોય — અથવા વખતે શોધવાની વસ્તુ જ અસ્તિત્વમાં નહિ હોય — બધું મૃગજળ!' ૬



'છોકરીઓ ગુસ્સામાં જે બોલે તેને વિષે ચર્ચા ન થઈ શકે.' ૬



'છોકરીઓ જ્યારે ભક્તિભાવ રાખે છે ત્યારે ફરિયાદ કરતી હોતી નથી. દેવદેવતાઓ પણ ઓછું દુઃખ નથી દેતાં, તોયે સ્ત્રીઓ તેમનું પૂજન બંધ કરતી નથી. ઊલટું કહે છે કે દુઃખ દીધું છે તે સારા જ માટે.' ૬



'મા વિહોણા બાળકના રૂદનને જેમ ભાષા નથી, તેમ કાગળમાં એ પ્રકટ કરવાની પણ ભાષા નથી. શિકારનું પ્રાણી મરતાં પહેલાં તેની છેલ્લી ફરિયાદ જે ભાષામાં મૂકી જાય છે, તેવી જ લગભગ આ ભાષા પણ છે.' ૬



'વિદેશીઓ છાપામાં છપાયેલી વાતો વાંચી કહે છે કે હિંદુસ્તાનની સ્ત્રીઓ દાસીઓ છે, અંતઃપુરની સાંકળે બાંધેલી બાંદીઓ છે. બહારથી કદાચ તેવું દેખાતું હશે — તેમને દોષ દેતો નથી. પરંતુ ઘરનાં દાસદાસીઓની સેવા પાછળ અન્નપૂર્ણાની રાજ્યેશ્વરી મૂર્તિ તેમને તો કદાચ ન યે દેખાય, પણ આપણા દેશવાસીઓને યે શું નહિ દેખાય?' ૬



અહંકારનો નશો તમારાં પાઠ્ય પુસ્તકોમાં પાને પાને પીવા મળશે, પરંતુ મા નહિ હોવા છતાં પણ પારકાં છોકરાંની મા થઈને વિશાળ કુટુંબમાં પ્રવેશ કરી જે વસ્તુ વડે સ્ત્રી તમામ વિષનું અમૃત કરી નાખે છે તે વસ્તુ—ગૃહિણીનું અભિમાન અભિમાન નથી, ગૃહિણીપણાની જોહુકમી નથી, પણ સ્ત્રીનું પોતાનું સ્વમાન છે. ૬



સ્ત્રીઓ પણ મનુષ્ય છે, એટલે શિક્ષણ અને સ્વાતંત્ર્યનાં તેઓ હકદાર છે; મૂર્ખ કહીને તેમને ઘરમાં પૂરી રાખવામાં અન્યાય છે. આ બધી મામુલી હકબકની દલીલો કરતાં પણ મહત્ત્વની વાત તો

એ છે કે પુરુષોની ચરમ અને પરમ આવશ્યક્તાને લીધે જ સ્ત્રીઓને શિક્ષણ અને સ્વાતંત્ર્ય હોવાથી જરૂર છે. તેમને એથો વંચિત રાખીને પુરુષો પોતે જ વંચિત બને છે! ૬



'પતિને ધર્મની વસ્તુ, પરકાલની વસ્તુ તરીકે જેમણે સ્વીકારેલ છે, એમના પગની બેડી બાંધેલી રાખો કે કાપી નાખો, એમનું સતીત્વ આપમેળે જ કસોટીએ ચડી ગયેલું છે.' ૭



અન્ય સ્ત્રીમાં પતિની આસક્તિ હોવાનો સંશય હૃદયને બાળી નાખવા માટે આ દુનિયામાં બીજા કોઈપણ કારણ કરતાં ઊતરતો નથી. ૭



'સાસરિયું તો પોતાનું જ ઘર ગણાય. ત્યાં નીચું માથું કરી જવામાં સ્ત્રીને માટે કશો શરમ, કશી લજ્જાનું કારણ નથી.'• ૭



જે સતી છે, જે સ્વયં આદ્યશક્તિ છે, તે સતી પાર્વતી પણ સ્વામીને ઘેર જવા માટે માબાપ, આત્મીયસ્વજન, સૌની સાથે ઝગડીને ચાલી ગઈ હતી. ૭



'પતિને જે સ્ત્રી ધર્મ તરીકે સ્વીકારતી નથી થઈ, તેના પગની બેડીઓ સદા બાંધેલી રહો કે છૂટી રહો, અને પોતાના સતીત્વના જહાજને એ ગમે તેટલું મોટું માની બેઠી હો, પરીક્ષાના કળણમાં પડતાં એ ડૂબી જ મરવાની! પછી એ પડદાની અંદર રહેતી હશે કે બહાર, પણ ડૂબશે જ ડૂબશે.' ૭



બ્રાહ્મસમાજમાં વિધવાઓનું પુનર્લગ્ન થાય છે. હિંદુ સ્ત્રીની જેમ કેવળ એક માત્ર પુરુષની આગળ પત્નીત્વનું બંધન ઈહકાલ અને પરકાલ માટે માથે ઉપાડી ફરવાનો અલંધ્ય હુકમ તેણે કંઇ માનવાની જરૂર નથી. ૭



પ્રેમને લોકો આંધળો કહે છે, કારણકે માણસ ઉઘાડી આંખે જે રસ્તે જતો નથી એવે રસ્તે પણ પ્રેમ લઈ જાય છે. ૮



અસ્થિ–માંસ–મેદ–મજ્જા–રક્તના બનેલા આ માનવદેહમાં દરેક વસ્તુની સીમા હોય છે. માતૃસ્નેહ પણ અસીમ નથી. એને પણ સીમા છે. રાતદિવસ અવિરત ભારે બોજો વહીવહીને જ્યારે લોહી વહેતું બંધ થઈ જવા આવે છે, ત્યારે એ સીમારેખાને એક છેડે ઊભીને માતા પણ સંતાનને લઈ એક ડગલું સુદ્ધાં ભરી શકતી નથી. સ્નેહના અભાવે કે શક્તિના અભાવે એમ બને છે, એ રહસ્યનો ભાર તો અંતર્યામીના હાથમાં છે, માતાના હાથમાં નહિ.



'સ્ત્રીઓ તે કદી માંદી પડે છે કે મરે છે ? ગમે તેટલી સંભાળ વગર કે જુલમથી કોઈ સ્ત્રી કદી મરી ગઈ એવું સાંભળ્યું છે ? જીવ હોય તો જાયને ? ભગવાને સ્ત્રીના શરીરમાં આપ્યું છે જ શું કે જવાનું હતું ? મને તો લાગે છે કે સ્ત્રીજાતને ગળામાં દોરડું બાંધી દશવીસ વરસ ટીંગાડી રાખી હોય તો યે એને મોત ન આવે.' ૮



નારીના રોગી ક્લિષ્ટ, દુર્બળ ફિક્કા મુખમાંયે એક પ્રકારનું ગુપ્ત માધુર્ય હોય છે.



જેને આપણે ચાહતાં હોઈએ તે આપણને ન ચાહતું હોય, અરે, ઘૃણા પણ કરતું હોય, તો પણ એ સહન થઈ શકે, પરંતુ જેનો પ્રેમ મળ્યો છે માનીને આપણે જીવતાં હોઈએ, એ જ જ્યારે ખોટું પડે ત્યારે તો સૌ કરતાં ભયંકર બને છે. પહેલા પ્રસંગમ. તો દુઃખ જ થાય છે, આ બીજામાં તો દુઃખ અને અપમાન બંને અનુભવવાં પડે છે. વળી આ દુઃખનો કંઈ ઉપાય હોતો નથી, અને અપમાનની કંઈ ફરિયાદ હોતી નથી. વળી દુઃખનું મૂળ કારણ મળી આવતું ન હોઈ વેદના પણ કેટલી અસહ્ય થઈ પડે છે! ૮



પસંદગીમાં જે વસ્તુ સૌથી વધુ મહત્ત્વની છે, જે વસ્તુ ન મળતાં સંસાર નકામો થઈ જાય છે, એના ઉપર તો જોર ચાલતું નથી. એટલે એને તો વિના પરીક્ષા, વિના વિચાર ભગવાનની કૃપા-યાચના કરી માણસો ગ્રહણ કરી લે છે. અને જે વસ્તુ બે ચાર દિવસમાં જ નષ્ટ થઈ જાય છે, આંખ માંડતાં જ જેના ગુણદોષ પકડાઈ જાય છે, એ રૂપની પરીક્ષાનો અંત આવતો નથી! પસંદગી નાપસંદગીની આ વાત અંદરથી ગમે તેટલી ક્ષુલ્લક હોય, પણ બહારથી તેનો આડંબર ભારે હોય છે. ૮



કદી એ વાત ન ભૂલશો કે રૂપ જ માણસનું સર્વસ્વ નથી, કેવળ સૌન્દર્ય–ચર્ચા જ લગ્નનો હેતુ નથી. ૮



ઘરના નોકર ચાકરોને મોઢે 'મા' કહેવડાવવા કરતાં 'મેમ સાહેબ' કહેવડાવવામાં વધારે માન હશે! ૯



જે માણસ ઘરધણીની જગા કબજે કરી બેઠો છે, તે જો

પોતાની પ્રણયિની ગૃહસ્વામિનીને જરાક તીખા શબ્દો સંભળાવી જાય, તો અજ્ઞાનીને ભલે એ ગમે તેટલું રૂઢ લાગે, પરંતુ યૌવનનો ઈતિહાસ વાંચી પાર ઊતરી ગયેલો કોઈ જ્ઞાનવૃદ્ધ એ પર જો મનમાં મનમાં જરાક હસી લે તો તેને દોષ દઈ શકાય નહિ. ૯



સ્ત્રીનું એક પ્રકારનું રૂપ છે જેને પુરુષ, યૌવનને પેલે પાર પહોંચ્યા વિના કદી જોઈ શકતો નથી. ૧૦



સ્ત્રીઓના સુખની ખબર તો દેવને યે નથી હોતી. ૧૦



'જગતમાં સ્ત્રીઓ માટે એક એવી પણ વસ્તુ છે, જેનું મૂલ્ય બાપ કરતાં પણ વધી જાય છે.' ૧૦



'પુરુષોને સમજતાં જરા વિલંબ લાગે છે. પણ સ્ત્રીઓને એવો શાપ છે કે એમની આખી જિંદગી પોતાના ભાગ્યને સમજવામાંજ વીતી જાય છે.' ૧૦



પોતાના બદચાલના પતિનો ત્યાગ કરનારી સ્ત્રી જ બીજાંને કહી શકે કે મારા જેવી દશામાં આવી પડો તો આમ કરજો. ૧૧



'પ્રેમ કંઈ ખાબોચિયાનું પાણી નથી, કે એને કોઈ પાત્રમાં રેડી મોં બંધ કરી દીધું કે પત્યું—પછી એમાંજ સમાઈ રહે!' ૧૧



એકલા પુરુષોથી દેશસેવા શક્ય નથી — રેતીમાં ઊભા કરેલા મહેલની જેમ એનું કર્યું કારવ્યું ભાંગીને ભુક્કા થઈ જશે. ૧૧

નાત જાત ને કુળ જ ખરાં, ને બબ્બે માણસનાં આખા જીવનનાં સુખદુઃખ ખોટાં શું?' ૧૨

જે ઘરમાં કુંવારી છોકરીની ઉંમર પંદરથી વધી જાય તે ઘરમાં ઠંડે પેટે શોક કરવાનો વખત હોતો નથી. ૧૩

'છોકરીની જાત કહી એટલે શું એને જીવ નથી? તેની ઇચ્છા વિરુદ્ધ પરણાવી દઈ તેને આખી જીંદગી સુધી બાળ્યા કરવાનો અધિકાર સંસારમાં કોને છે?' ૧૩

બાઈ માણસનું માન કોના માનમાં સમાયેલું છે? કોનું અપમાન થતાં એના માનની ઈમારત ગંજીફાનાં પાનાંની ઈમારત પેઠે એક પલકમાં એક ફૂંકે ધૂળ ભેગી થઈ જાય છે? ૧૩

સ્ત્રીઓના મનમાં આખી દુનિયાનું પેલું અખૂટ અનંત કુતુહલ ઘર કરી બેઠું છે! ૧૩

'આપણાં જૂઠાં શાસ્ત્રો કેવળ સ્ત્રીઓને બાંધી રાખવાની સાંકળો માત્ર છે! સતીનો મહિમા કેવળ સ્ત્રીઓને માટે—પુરુષોને માટે તો એ બધું છુમંતર! આત્મા આત્મા જે કરે છે તે શું સ્ત્રીઓના શરીરમાં નથી? તેને શું સ્વતંત્ર અસ્તિત્વ નથી?' ૧૩

તોફાની છોકરાને મા ખોળામાં ખેંચી લઈ જોરથી દાબી રાખે, ત્યારે, ઉપલક રીતે જોતાં એને કદાચ જરા અત્યાચાર જેવું પણ લાગે, પરંતુ એ અત્યાચારથી બાળકને ઊંઘી જવામાં કંઈ હરકત આવતી નથી. બહારના લોકો ગમે તેમ કહે, બાળક સમજે છે કે એ જ એનું સૌથી નિર્ભય સ્થાન છે. ૧૩



સ્ત્રી સ્ત્રીને કેટલી સહેલાઈથી ઓળખી જાય છે એ આશ્ચર્ય છે! ૧૩.



સ્ત્રીના ભાથામાં જેટલાં દિવ્યાસ્ત્રો છે, તે બધાંયમાં છુપાઈને સાંભળી લેવું એ બ્રહ્માસ્ત્ર છે. લાગ મળતાં મા–દીકરી, સાસુ–વહુ, નણંદ–ભોજાઈ કોઈ કોઈને છોડતાં નથી. ૧૩



શાન્ત નિર્વાક ધરિત્રીના ગર્ભમાં કેટલી આગ સળગી રહી છે એની તને કેમ ખબર પડે? ૧૭



તીવ્ર વીજળીના સ્પર્શથી જેમ ધાતુ શક્તિમય થઈ જાય છે, તેમ જ સ્વામીને પાસે દેખી સ્ત્રી પલકવારમાં શક્તિમય થઈ જાય છે. ૧૭



'જાત્રાએ જઈ આવેલા લોકો મોં ન જુએ, સારે ટાંકણે કોઈ ભાવ ન પૂછે, રાંડેલા હાથે બહાર ન નીકળાય, લાજના માર્યા માથા ઉપરથી છેડાયે ખેંચી ન શકાય; અરે રે! એ જીવ્યું તે કાંઈ જીવ્યું છે! પહેલાં જે બળી મરવાનો રિવાજ હતો તે સરસ હતો. પુરુષો ત્યારે વિધવા સ્ત્રીઓનું દુઃખ સમજતા, આજે સમજતા નથી.' ૧૭



બળ નથી એ તો વૈરાંનો ગુણ છે. અંગમાં બળની જ જો એટલી જરૂર હોય તો તો વાઘ વરૂનાં અંગમાં તો બહુએ બળ હોય છે. ૧૭



ઉમ્મરની માન મર્યાદાનું ભાન પુરુષોમાં હોય છે એટલું સ્ત્રીઓમાં નથી. પુરુષોમાં ઉપરની ઘણી પાયરીઓ હોય છે—જેમકે, દશ, વીસ, ત્રીસ, ચાલીસ, પચાસ, સાઠ વગેરે. ત્રીસ વરસનો કોઈ યુવક વીસ વરસના કોઈ યુવક તરફ બરાબર મુરબ્બીપણાની નજરે જોશે, પણ સ્ત્રીઓમાં એમ નથી બનતું. તે લોકો તો લગ્ન થાય ત્યાં સુધી મોટી બહેન, ભાભી, મા, ફોઈ અથવા દાદી આગળ થોડી ઉમેદવારી કરે છે, નારી જીવનમાં જે કાંઈ થોડું ઘણું શીખવા જેવું હોય છે તે શીખી લે છે,—ત્યાર પછી તરત જ એકદમ પહેલા વર્ગમાં ચડી જાય છે. પછી સોળથી તે છપ્પન સુધીની બધી સ્ત્રીઓ સમોવડી જ ગણાય. સ્થાન-ભેદને લીધે કદાચ કોઈ જગ્યાએ આ નિયમમાં સામાન્ય સહેજસાજ ફેરફાર જોવામાં આવે, પણ ઘણે ભાગે એમાં ફેર પડતો નથી. ૧૮



સ્ત્રી સહિષ્ણુતાની સાક્ષાત પ્રતિમા છે. લાંછના, તિરસ્કાર, અપમાન, અત્યાચાર, અને ઉપદ્રવ—સ્ત્રીઓને શું નથી સહન કરવું પડતું ! ૧૯



'આપણે ગૃહસ્થ ઘરની સ્ત્રીઓ શરીરના સુખ દુઃખની જરાકે પરવા કરતી નથી. મરી જઈએ તો કહીએ કે ગંગા નહાયા, અને જીવીએ તો કહીએ 'ઠીક છે.' ૧૯



મરવાને તો કશી હરકત નથી, પણ ફક્ત એટલી ઇચ્છા થાય કે એ વખતે એક હેતાળ હાથ કપાળે ફરતો હોય અને એક કરૂણામય હેતભર્યું મુખ જોતાં જોતાં જીવનનો અંત આવે!• ૧૯



'સ્ત્રીઓ બહુ ચંચળ અને અસ્થિર મનની હોય છે એવી સ્ત્રીઓની નિંદા કરવામાં આવે છે તે મને સાચી નથી લાગતી. સ્ત્રીઓની નિંદા પણ પુરુષો જ કરે છે, અને પ્રશંસા પણ પુરુષો જ કરે છે. પુરુષો જે કંઈ મનમાં આવે તે વગર સંકોચે બોલી નાખી શકે છે, ને સ્ત્રી કશું બોલી શકતી નથી, પોતાના મનની વાત પ્રકટ કરી શકતી નથી. કદાચ એ બોલવાની હિમ્મત કરે તો કોઈ એની વાત સમજી શકતું નથી, કારણ કે એની વાતો બહુ અસ્પષ્ટ હોય છે અને પુરુષોની આગળ એ બધી દબાઈ જાય છે. છેવટે તો સ્ત્રીની માત્ર નિંદા જ પુરુષોની નજરે દેખાય છે.' ૧૯



'પ્રેમ એ અલગ વસ્તુ છે, અને રૂપનો મોહ એ અલગ વસ્તુ છે. આ બે વચ્ચે બહુ જ ગોટાળો થઈ જાય છે, અને એ ગોટાળો ઘણું ખરું પુરુષોને જ હાથે વધારે થાય છે. પુરુષની સરખામણીમાં સ્ત્રીમાં રૂપનો મોહ ઘણો જ ઓછો હોય છે, અને તેથી એ એટલું ભાન ભૂલી જતી નથી. પુરુષ આવીને પોતાનો પ્રેમ જાહેર કરે છે—કંઈ કંઈ વાતો ને હાવભાવથી એ પ્રેમ જાહેર કરે છે—ત્યારે સ્ત્રી ચૂપ રહે છે. એનું મુખ્ય કારણ એ કે પુરુષના દિલને દુઃખ પહોંચાડવામાં એને શરમ આવે છે, ને દુઃખ પણ થાય છે. મોં જોઈને પણ ઘૃણા છૂટતી હોય ત્યારે યે ઘણી વખત સ્ત્રી શરમની મારી કહી શકતી નથી કે હું તને નથી ચાહતી. પછી તો ઉપલકિયા પ્રેમનું નાટક શરૂ થાય છે, અને એક દિવસ જ્યારે એ નાટક પર પડદો પડે છે

ત્યારે પુરુષ ક્રોધથી બહાવરો બની પુકારી ઊઠે છેઃ દગાબાજ! બસ, દુનિયા એની વાત સાંભળે છે ને એની જ વાત માને છે. એ વખતે પણ સ્ત્રી તો ચૂપ જ રહે છે.' ૧૯



'જે સાચો પ્રેમ કરે છે તે સહન કર્યા કરે છે. ખરા હૃદયથી ચાહવામાં કેટલું સુખ છે, કેટલો સંતોષ છે એની જેને ખબર છે તે નિરર્થક પોતાના જીવનમાં દુઃખ અને અશાંતિ આણવા નથી ઇચ્છતો.' ૧૯



ખરું રૂપ આંખોથી તો બરાબર નથી જોઈ શકાતું, હૃદયના અંતરતમ ભાગમાં એની ગાઢ છાયા પડે છે. અને દેહનો અંત થતાં એ ચિતા ઉપર આગમાં બળીને ખાખ થઈ જાય છે. ૧૯



ગમે તેમ પણ સ્ત્રી જાતને લાજ શરમ હોય છે; તેઓનું હૃદય ફાટી જાય તો પણ મોં ફાટવાનું નહિ. ૨૦



બંગાળમાં છોકરીની સાચી ઉંમર કહેવાનો રિવાજ જ નથી. બધા જ જાણે છે કે માબાપે છોકરીની ઉંમર બે ચાર વર્ષ ઓછી જ કહેવી પડે છે. ૨૨



ગામડાની સ્ત્રીઓ સ્વભાવથી જ જરા ઊંચે સાદે બોલે છે. ૨૨



પુરુષ આદમી એકવાર ડગાયો તો ઊભો થઈ શકે છે, પણ સ્ત્રીને તો કોઈ નથી — એક વાર લપસી પડી કે ઊભાં થવાય જ

નહિ. એ ભૂખે મરી જાય તોયે કોઈને દયા નહિ આવે. લોકો કહે છે કે જેનું કોઈ નથી તેનો ભગવાન છે, પણ એને તો એ દિલાસો પણ નથી. ૨૩



જન્મીને મરવું પડે છે, આકાશમાં પથરો ફેંકાયા પછી તેને નીચે જમીન પર પડવું પડે છે, ખૂન કર્યા પછી ફાંસીએ ચડવું પડે છે, ચોરી કર્યા પછી જેલમાં જવું પડે છે, તેવી રીતે પ્રેમ કર્યા પછી રડવું પડે છે—બીજા બધા નિયમોની પેઠે આ પણ જગતનો એક નિયમ છે. ઈશ્વરેચ્છાએ સ્વતઃ પ્રવૃત્ત થઈ આંખોમાં પાણી આપમેળે ફૂટી નીકળે છે, કે માણસ શોખથી રડે છે કે ન છૂટકે રડે છે, અથવા એ લાંબા વખતનો પ્રસિદ્ધ સ્વાભાવિક આચાર છે એમ સમજીને એને ફરજિયાત રડવું પડે છે, તે વિષે તો જેમણે પ્રેમ કર્યો છે અને પછી જેઓ રડ્યા છે તેઓ જ વધારે કહી શકે. ૨૩



સહજીવનના નજીવા મતભેદ કે બે ચાર કડવા સવાલજવાબથી જ જો સ્ત્રીઓ પતિનું ઘર છોડી પિયર જઈને રહે તો કદાચ દુનિયામાં પુરુષ નામનું કોઈ પ્રાણી જ રહેવા ન પામે. ૨૪



કયા સંજોગોમાં શું આપવું પડશે એ તો બાળક સમજતું નથી હોતું, પરંતુ એને એટલી તો બરાબર સમજણ હોય છે કે ગમે તે વખતે કોઈ પણ વસ્તુ એવી નથી જે એ પોતાની માને ન આપી શકે. ૨૫



રૂપ હોય ત્યાં ગુણ હોય જ એમ નથી હોતું. ઊલટું ઘણી વખત બે વચ્ચે વિયોગ જ હોય છે. ૨૫



જે સ્ત્રી હમેશાં બધાં કામ પોતાના પતિના ઘરમાં જ રહીને કરે છે, એને માટે કદાચ આ સંસારમાં બીજું કોઈ સુખ પછી બાકી જ રહેતું નથી. ૨૫



નારીશક્તિની મોટી કેળવણી એ ક્ષમા કરવાની ઉદારતા છે. ૨૫



'જ્યાં જવાથી પતિ મળે, પુત્ર મળે, પતિનું અન્ન ખાવા મળે — એ લાભની આગળ ગમે તેવું દુઃખ પણ સ્ત્રીને મન કંઈ જ નથી.' ૨૫



'જગતમાં પ્રેમને મહામહિમાન્વિત કરવાને માટે વિયોગ કેવળ અનુપમ ઐશ્વર્યશાલિનીનાં બારણે આવીને જ સદાકાળ હાથ ધરી રહે છે, તે ક્ષુદ્ર પ્રેમને બારણે અવગણના પૂર્વક જ જતો નથી.

અતૃપ્ત વાસના એ જ મહત્ પ્રેમના પ્રાણરૂપ છે. એની મારફત જ તે અમરત્વ પામી યુગે યુગે કેટલાં કાવ્ય, કેટલો રસ, અને કેટલાં અમૂલ્ય અશ્રુ સંચિત કરી રાખી જાય છે.

આથી જ રાધાનો સો વર્ષનો વિરહ એ વૈષ્ણવનો પ્રાણ છે, આથી જ એ પ્રેમ મિલનને અભાવે જ સુસંપૂર્ણ છે, વેદનાને લીધે જ મધુર છે.' ૨૭



'સેવા કરવી એને શું તમે સ્ત્રીનું ભારે દુઃખ સમજો છો? સ્ત્રીનું બહારનું દુઃખ જ તમે તો જોઈ શકો છો, એના અંતરનો આનંદ જાણો છો?' ૨૭



દિલનું બારણું એક વાર બંધ થઈ ગયું, તો ફરી ઊઘડવાનું નહિ. ૨૭



શ્રદ્ધા વગર પ્રેમ ન હોય. જે ચીજ માણસ મિજાજમાં હડસેલી ખોઈ બેસે છે — તે ચીજ શી છે તે તો જે દિવસે એ ગુમાવી બેસશે તે દિવસે તેને સમજાશે. ૨૭



ભ્રૂણહત્યા—નરહત્યાની પેઠે સ્વામી તરફથી થતો અનાદર પણ કેવળ છુપાવીને જ ફરવું પડે છે! મારી નાખે પણ કોઈની આગળ કબૂલ ન કરાય કે પતિ મને ચાહતા નથી! ૨૭



'પતિ ખરું ખોટું ગમે તે કરે છતાં તેમના પ્રેમની અવગણના કરવાની મગદૂર જગતભરમાં કોઈ સ્ત્રીની નથી. મને તો લાગે છે કે એ ચીજ ખોઈ બેસવા કરતાં તો મરણ સારું — તે પછી પણ જીવતા રહેવું એ તો વિડંબના જ છે.' થ૭



જ્યાં આંખથી વાત થાય છે, ત્યાં જીભને મૂંગાં રહેવું પડે છે. ૨૭



'સુખે રહી શકવાની તો શક્તિ જોઈએ!'

'સૌભાગ્યને તો માથે ચડાવી લેવું પડે!' ૨૭



કોઈના શબ્દો સહી લેવાનું, અને હાર સ્વીકારવાનું ઘણી સ્ત્રીઓ શીખી નથી હોતી. ૨૭



'સ્ત્રીને મન પતિના પ્રેમ કરતાં વિશ્વબ્રહ્માંડ પણ વધારે નથી.' ૨૭

'એ જ આપણી સ્ત્રીજાતનો સ્વભાવ છે! આપણે પોતાનું ને પારકું એક દિવસમાં જ ભૂલી જઈએ છીએ!' ૨૭

હિંદુ ઘરની છોકરીને ઈશ્વરની કલ્પના હૃદયંગમ લાગે છે. ૨૮

સામાન્ય સ્ત્રીબુદ્ધિથી ભગવાન કોઈ પણ સ્ત્રીને વંચિત રાખતો નથી. ૨૮

મૂર્ખ છોકરી! સોળ વરસની ઉંમરે રિસામણાં નહિ કરે તો પછી કરીશ ક્યારે? ૨૮

યૌવનને પ્રથમ પગથિયે પગ માંડ્યા પછી જગત એટલું સુંદર, સુશ્રી દેખાય છે કે માત્ર પોતાની જ બે આંખો વડે એ માધુર્યનો પૂરો ઉપભોગ કરી શકાતો નથી. ઈચ્છા થઈ જાય છે કે બીજી બે મનગમતી આંખો એ જ રીતે એક સાથે એ સૌન્દર્યનો ઉપભોગ કરવા લાગે! ૨૮

હિંદુની છોકરી વિધવા થઈ એટલે બાળકી : બુઢ્ઢી બધી એક થઈ જાય છે. ૨૯

અમૃતમાં ઝેર, સુખમાં દુઃખ, પ્રેમમાં વિરહ હોય છે એ તો સનાતન કાળથી પ્રસિદ્ધ જ છે. ૨૯

હિંદુના ઘરમાં પારકાનો રોટલો ખાઈ ઓશિયાળી જિંદગી જીવતી વિધવા કરતાં તો ઘરનાં નોકરચાકર વધારે સારાં. ઘાંટા પાડી બે વેણ તેમને કહેવામાં આવે તો તેઓ પણ સામાં બે વેણ સંભળાવી શકે છે; કંઈ નહિ તો, 'મારો પગાર ચૂકવી દો, મારે નોકરી નથી કરવી' – એટલું પણ તેઓ બોલી શકે છે. પરંતુ વિધવા તો વગર દમડીએ ખરીદાયેલી દાસી છે; મારો કે કાપો, તેને તો ત્યાં જ ચોંટી રહેવું પડશે. ૨૯

'બી. એ. ની ચોપડીઓમાં દિયરના છોકરા પર વહાલ રાખવાનું લખેલું નથી, માંદા સાસુસસરા વિષે કંઈ કહેવું એ તો એથીયે વધારે હાસ્યજનક છે. લવલેશ કોઈનો વાંક ન કાઢવો એ આ સુધરેલા સમાજનો ભદ્ર નિયમ છે.' ૩૦

મધ્યમ વર્ગના ગૃહસ્થોના ઘરમાં માંદાંઓમાં સ્ત્રીઓની જ સંખ્યા ઘણી વધારે હોય છે. ૩૨

ફૂલેલા પગવાળી નાની ઉંમરની સ્ત્રીઓનું ટોળું! ફૂલેલા પગની શરમ ઢાંકવા માટે એ બિચારીઓ કેટલી કાળજી રાખે છે! મોજાં પહેરવાની ઋતુ નથી, ગરમી ખૂબ પડે છે, તોયે કોઈ કોઈએ પગમાં ચપોચપ મોજાં પહેરેલાં દેખાય છે. જોયું તો કોઈએ વળી જમીન સુધી ઘસડાય તેમ કપડાં પહેર્યાં છે — તેથી ચાલવામાં વિઘ્ન આવે છે, તોપણ, કુતૂહલવશ લોકોની નજરથી તેઓ પોતાની ખોડ છુપાવી રાખવા ચાહે છે! ૩૨

પોતે સ્ત્રીનું રક્ષણ કરી શકશે નહિ એમ જાણીને જ પુરુષે શાસ્ત્ર બનાવ્યાં છે. ૩૩

કોઈ પણ જગાએ ભયંકર અત્યાચાર અને અન્યાયના બદલામાં જો પ્રેમ સંભવિત હોય તો તે સ્ત્રીઓને જ સંભવિત છે. ૩૩

એકપત્નીવ્રત — જેમાં સ્ત્રીનું યથાર્થ સન્માન છે અને જે સ્ત્રીપુરુષનું એકમાત્ર સ્વાભાવિક બંધન છે એની તો કલ્પના પણ આ દેશમાં નથી. તેમ છતાં, સતીત્વની આવી અપર્યાપ્ત નીતિરીતિ, એ કાયમ રાખવાની આવી અદ્‌ભુત ચાલાકી બીજા કોઈપણ દેશમાં કદીયે કલ્પનામાં સુદ્ધાં આવી નથી. ૩૩

પુરુષ ગમે તેવો જંગલી હોય, પણ રૂપનું સન્માન તેનાથી કર્યા વગર રહેવાતું નથી. ૩૩

ભદ્ર ઘરની વિધવાઓ પતિના મૃત્યુ પછી જેમ નિરૂપાય બને છે, તેમ નીચ ઘરની સધવાઓ પતિની હયાતીમાં જ નિરૂપાય બને છે. ૩૩

મણિમાણેક મૂલ્યવાન વસ્તુ છે, કારણ કે, તે દુષ્પ્રાપ્ય છે. આ હિસાબે નારીનું મૂલ્ય વધારે નથી, કારણકે, સંસારમાં એ દુષ્પ્રાપ્ય નથી. ૩૩

બહેન તરીકેની વિધવા અવસ્થામાં, નારી, પત્ની તરીકેની નારી કરતાં ઓછા મૂલ્યની છે. ૩૩

નારીનું મૂલ્ય એટલે કેટલા પ્રમાણમાં તે સેવાપરાયણ, સ્નેહશીલ, સતીસાધ્વી અને દુ:ખકષ્ટમાં સહનશીલ તે! ૩૩

સતીત્વથી ચડતો નારીનો બીજો ગુણ નથી. દરેક દેશમાં પુરુષો એ સમજે છે, કારણ કે પુરુષોની દૃષ્ટિએ એ સૌથી સુંદર વસ્તુ છે. ૩૩



સિત્તેર ટકા અભાગણી સ્ત્રીઓ અન્નવસ્ત્રના અભાવે, અને સગાંવહાલાંના અનાદર, ઉપેક્ષા અને ત્રાસને લીધે જ ગૃહત્યાગ કરે છે, કામવાસનાને લીધે નહિ. ૩૩



સમાજ સ્ત્રીની ભૂલ રતિભાર પણ માફ નહિ કરે, અને પુરુષની સોળે આના માફ! ૩૩



જે કારણને લીધે પશ્ચિમમાં છૂટાછેડાની અરજી થાય છે તે કારણ શું હિંદુના ઘરમાં ઊભું થતું નથી? ૩૩



આ દેશમાં પુરુષ પોતે નામર્દ, બીકણ છે—બીજા દેશોના પુરુષોની સરખામણીમાં તે સ્ત્રીના જેવો જ નિરાધાર છે. ૩૩



જ્યાં સ્ત્રીની ઉપેક્ષા થાય છે ત્યાં પ્રજાના મેરૂદંડ સમાં બાળકો પણ ઉપેક્ષા અને અવગણના જ પામે છે. ૩૩



જગતના કોઈ પણ દેશ વિષે, ત્યાં સ્ત્રી કરતાં માતા અને બહેન પર વધારે પ્રેમ છે એવું કહી શકાય તો ખૂબ સરસ, પણ તેમ કહેવું એ જૂઠું જ કહેવાશે. ૩૩



પુરુષનું ક્ષણિક દુઃખ ક્ષણમાં જ પૂરું થાય છે, પરંતુ હમેશાં જેને દુઃખ સહેવું પડે છે એ સ્ત્રી છે! 33



જો કોઈ પણ દેશમાં સ્ત્રી યથાર્થ સન્માન પામી હોય તો એ કેવળ પોતાનાજ પ્રયત્નથી પામી છે. 33



જ્યારે સ્ત્રી પુરુષના મુખથી દેવી સંબોધન સાંભળી લળી પડતી નહિ, અને એ શબ્દોને કૃતિમાં ઉતારવાની ફરજ પાડતી ત્યારે નારીનું મૂલ્ય હતું! 33



વસ્તુતઃ આદિથી અંત સુધી પુરુષોને આ ભય જ નજરે પડે છે કે નારીને બાંધી રાખવામાં નહિ આવે તો તે બહાર નીકળવા માટે પગ ઊંચકીને જ રહેલી છે! 33



વિધવા–વિવાહ એટલા જ માટે યોગ્ય ગણાતો હોય કે બીજી રીતે વિધવાને સુમાર્ગે રાખવાનું અશક્ય છે તો હું કહીશ કે વિધવા વિવાહ ન થાય એ જ યોગ્ય છે. 33



સ્વેચ્છાચારે પુરુષ જાતિને હીન બનાવી છે અને તેની સાથે સમસ્ત નારી જાતિને અપમાનિત કરી છે. 33



પુરુષની નજરે સંતાનપ્રાપ્તિ એ જ જો નારી–જીવનનો એક માત્ર ઉદ્દેશ હોય તો એ કોઈપણ રીતે તેના ગૌરવનો વિષય બની શકતો નથી. 33



કોઈ એક નવો નિયમ જ્યારે દેશમાં સ્થાપિત થાય છે ત્યારે તે એક જ દિવસમાં થઈ જાય છે એવું કંઈ નથી, ધીરે ધીરે તે સંપૂર્ણ થાય છે. જેઓ સંપૂર્ણ કરે છે તેઓ પુરુષ તરીકેના હકથી કરે છે. તે વખતે તેઓ પુરુષ હોય છે — પિતા નહિ, ભાઈ નહિ, પતિ નહિ. અને જેમના સંબંધમાં નિયમ કરવાનો હોય છે તે પણ સ્વજન નહિ, પણ માત્ર સ્ત્રી જ હોય છે. ૩૩



શાસ્ત્રે કહ્યું કે એક માતૃત્વના કારણે જ સ્ત્રી પૂજાર્હા છે, એટલે એ સુયોગ ન રહેતાં એને (વિધવાને) જીવાડીને હવે શું કરવું? ૩૩



લોકાચાર અને નીતિની દુહાઈ દઈ, જેટલી કઠોરતાની કલ્પના થઈ શકે એટલી બધી સદા વિધવાના માથા પર ચડાવી દઈ, તેને દિન પર દિન ધીમે ધીમે દેવી બનાવી લીધી. તેને આભૂષણ નહિ, તે એક વખત ખાય, તે તનતોડ મજૂરી કરે, ફાટચાં તૂટચાં લુગડાં પહેરે, કારણ કે તે દેવી છે!

અને છતાં એ દેવીને વિવાહના મંડપમાં આવવાની રજા નહિ, — વખતે દેવીનું મોં જોઈને બીજું કોઈ દેવી બની જાય! ૩૩



જે એક જ ઘરમાં રહે છે અને પોતાની છોકરી કરતાં નાની છોકરીને પત્નીરૂપે ગ્રહણ કરી શકે છે તે ઘરને ખૂણે નારી જાતિની પૂજા કરું છું એમ કેવી રીતે કહી શકતો હશે એ મારી બુદ્ધિને અગોચર છે! ૩૩



સ્ત્રી પુરુષોની ઇચ્છાને પોતાની ઇચ્છા માની લેવાની ભૂલ કરે છે, અને ભૂલ કરીને ખુશી થાય છે. કદાચ આથી નારીનું ગૌરવ વધતું હશે, પણ એ ગૌરવથી પુરુષનું અગૌરવ ઢંકાઈ જતું નથી. ૩૩



આટલા અત્યાચાર, અન્યાય અને નિષ્ઠુરતા સહેવા છતાં પણ નારીએ હમેશાં પુરુષ પર પ્રેમ રાખ્યો છે, અને વિશ્વાસ રાખ્યો છે. અહીં જ નારીનું ખરું મૂલ્ય છે. ૩૩



પ્રેમના આવેગથી સાગર ભણી ધસીમસી જતી નદીને રોકવાની હિંમત અને શક્તિ કોનામાં છે? ૩૪



હે નિષ્ઠુર દેવ! તારા આ રહસ્યમય સંસારમાં વગર વાંકે દુઃખનો ડુંગર અભાગણીઓને માથે કેમ તૂટી પડે છે? ૩૪



સ્ત્રીનું સાચું સૌન્દર્ય જોવાની દૃષ્ટિ કેટલી દુર્લભ છે!— જગતમાં મોટા ભાગના માણસો એ નથી જાણતા. ૩૪



જગતમાં ઈશ્વરનું સર્વશ્રેષ્ઠ દાન હોય તો તે માતૃસ્નેહ છે. ૩૪



લગ્ન યોગ્ય કન્યાની શોધ કરતી વખતે માત્ર દેખાવડા—કદરૂપા ચહેરાઓનો વિચાર કરવાનો કંઈ અર્થ નથી. ૩૪



શા માટે—એ પ્રશ્નનો જવાબ કોઈ નહિ આપી શકે. ૧

કંઈ એક અભાવનું દુ:ખ દબાઈ રહેલી શરદીની પેઠે, એક ઉમરમાં શરીરનાં અણુએ અણુએ વ્યાપી જાય છે. ૧

ભ્રમણ કરવું એ એક વાત છે અને તેને પ્રગટ કરવું એ બીજી વાત છે. જેને જેને બે પગ છે તે સૌ ભ્રમણ તો કરી શકે છે; પરંતુ બે હાથ છે એટલાથી જ કાંઈ લખી શકાતું નથી. ૧

‘પોતાની ચીજ કોઈ ચોરી જવા આવે ખરો?’ ૧

રીસની મીઠાશનો સ્વાદ જીવનમાં પહેલી જ વાર પામતાં માણસ બાળકની પેઠે એકાંતમાં બેસી તેને સતત પકડી રાખી ચાખી ઉપભોગ કરવા લાગે છે. ૧

તમામ ઘટનાઓનું કારણ જણાવવાનો આગ્રહ મનુષ્યમાં એક ઉમરે હોય છે.

જે કલમ વડે આખી જિંદગી કેવળ ખોટા દસ્તાવેજ તૈયાર કર્યા છે, તે જ કલમ વડે આજે હવે દાનપત્ર લખવા હાથ ચાલતો નથી. ૧

ગમે તે કારણે પણ સ્થિતિનું ભાન ભૂલી દોસ્તીનું મૂલ્ય કરવા ન બેસું. નહિ તો જોત જોતામાં 'મિત્ર' માલિક બની જાય, અને અંતરંગ મૈત્રી ગુલામીની બેડી થઈને પગમાં બંધાય. ૧



ઉપલક્ષ મૂળ વસ્તુને પણ કેવી રીતે કેટલા બધા પ્રમાણમાં વટાવી જાય છે, એ નજરે જોયા વગર સમજાતું નથી. પહેલાં પાણીનો એક છાંટો પણ શરીરને લાગવા દેતાં જે માણસ ભયથી વ્યાકુળ બની જતો, તે થોડો વખત પછી કપડાંના શોકમાં એ શરીરને પણ ભૂલી જાય છે! ૧



ઘણા વખતના અનુભવથી હું સમજ્યો છું કે ભૂતની હયાતી માનવી ન માનવી એ કંઈ દલીલનો વિષય નથી, પણ સંસ્કારનો છે. બુદ્ધિથી જેઓ બિલકુલે માનતા નથી, તેઓ પણ ભયની જગાએ આવી પડતાં ભયથી બેભાન થઇ જાય છે. ૧



'જે મરી ગયા છતાં મરે નહિ તેનું નામ ભૂત.' ૧



મશ્કરી કરવા જતાં મુખમાંથી કોઈ વાર મહાન સત્ય પ્રકટ થઈ જાય છે. ૧



જગતમાં કોઈ પણ માણસ કોઈ પણ વસ્તુ આંખે જોવાથી, હું તે દિવસે પામ્યો તેવી તૃપ્તિ પામ્યો હશે? પામો કે ન પામો, પણ એને જ આંખનો ખરો આનંદ કહે છે એ વાત હું હોડ બકી કહી શકું છું. ૧



હા, મનુષ્યનો સ્વભાવ જ એવો છે. સહેજ દોષ જોવામાં આવતાં આગલી ક્ષણનું બધું જ બધું ભૂલી જતાં તેને કેટલી વાર લાગે છે! ૧



લગભગ બધાં જ છોકરાંનાં મનમાં એવી વિચિત્ર માન્યતા હોય છે કે નાનપણમાં પૈસાટકાની ચોરી કરવી એ જ માત્ર વાસ્તવિક ચોરી છે; બાકી બધું ખોટું તો ખરું જ, તો પણ કેવી રીતે તે કોણ જાણે, પણ એને ખરેખર ચોરી ન કહી શકાય. ૧



અકાળ મૃત્યુ કેટલી ભારે કરૂણ વ્યથાનું મૂળ છે એ તેવી જ રીતે ન જોવાય તો કદાચ દેખાય પણ નહિ. ૧



આ આખું વિશ્વ સંપૂર્ણ સત્ય છે. મિથ્યાત્વનું અસ્તિત્વ જો ક્યાંય પણ હોય તો તે મનુષ્યના મન સિવાય બીજે ક્યાંયે નથી. ૧



માણસની સ્વતંત્રતાનું કેટલું મૂલ્ય છે! બાળકની નજરમાં યે એનું મૂલ્ય એક બિંદુ જેટલું પણ ઓછું નથી. ૧



કહેવાની વાત ભાષામાં વ્યક્ત કરી સામાને સમજાવવાનું કામ એ અતિકઠણ જ છે એમ નહિ, પણ અસાધ્ય છે એમ મને લાગે છે. કારણકે કહેવા જઈએ તો બહુ વપરાયેલાં મામુલી વાક્યો વાપરવા સિવાય બીજો તો કંઈ રસ્તો નહિ! અને એમાંયે કેટલું સમજાય? જેણે અનુભવ્યું નથી તેને શું કરીને સમજાવવો અને તેય વાત શું કરીને સમજે? ૧



વૃદ્ધ અનુભવીઓ કહે છે કે એ બાલ્યચંદ્ર પણ કશું નથી, વાદળાં પણ કશું નથી — બધું જ મિથ્યા છે, બધું જ મિથ્યા છે! ખરું જે છે તે તો પોતાનું મન જ છે. મન જ્યારે માણસને જે કંઈ દેખાડે છે, તે જ ત્યારે તે મુગ્ધ બનીને દેખે છે. ૧



એક માણુસ બીજા માણુસનું મન સહાનુભૂતિ અને પ્રેમ દ્વારા સમજે છે — ઉમર અને બુદ્ધિ દ્વારા નહિ. દુનિયામાં જેણે જેટલો પ્રેમ ધર્યો છે તેની આગળ પારકાના હૃદયની ભાષા તેટલી વ્યક્ત થઈ ઊઠે છે. આ અતિ કઠિન આંતર્દષ્ટિ કેવળ પ્રેમના બળે કરીને જ પ્રાપ્ત થાય છે, બીજા કશાથી નહિ. ૧



જગતમાં ખરેખરી ઘટના કલ્પનાને પણુ ઘણી પાછળ પાડી દે છે એ કથન કંઈ જ બળ આપતું નથી. ઊલટું હાથ-માંની કલમને ઘડીએ ઘડીએ ખેંચી ખેંચીને પકડી રાખે છે. સત્ય ઉપર જ ઊભા ન રહી શકાય તો કોઈ પણ રીતે આવી ઘટના મુખમાંથી બહાર કાઢી શકાય નહિ. ડગલે ડગલે બીક લાગે કે લોકો હસીને ઉડાવી દેશે. ૧



જીવન અને મૃત્યુનો સોદો હોય ત્યારે. (આ ઉંમરે, આવો) સ્વાર્થત્યાગ કેટલા માણસોએ કર્યો છે! તદ્દન સ્વાભાવિક ભાવે, વગર આડંબરે, 'એક દિવસ મરવાનું તો છે જ ને!' એવી સાચી વાત કેટલા માણસો બોલી શકે છે?

જેના હૃદયમાંથી આવું ભારે વણમાગ્યું દાન આટલી સ્વાભાવિક રીતે બહાર નીકળી આવે તેને ભુલાય પણુ કેમ કરી? તે હૃદય શા વડે કોણે ઘડયું હશે? ૧



જો એ માણુસ હોય તો ભય નામની કોઈ ચીજ પૃથ્વી પર છે એટલુંયે એ ન જાણે? એનું હૃદય શું પથ્થરનું ઘડેલું હશે? એ શું મારી પેઠે સંકોચાતું વિકસતું નહિ હોય? ૧



માણુસની કિશોર વય જેવી મહા વિસ્મયજનક વસ્તુ જગતમાં બીજી નહિ હોય. આમ તો હમેશાંયે માણુસના મનની ગતિરીતિ

બહુ દુર્જ્ઞેય હોય છે; પરંતુ કિશોર કિશોરીના મનના ભાવ તો બિલકુલ જ અજ્ઞેય હોય છે. એટલે જ, મને લાગે છે કે વૃંદાવનનાં પેલાં કિશોર કિશોરીની કૈશોર લીલા સદાને માટે આમ રહસ્યથી ઢંકાયેલી રહી છે.

પંડિતો કહે છે કે મોટાઓના ભારથી નાનાઓ દબાઈ જાય છે. પણ જો એવું જ હોય તો જીવનમાં પ્રધાન અને મુખ્ય બનાવો જ માત્ર મનમાં રહેવા જોઈએ, પણ એવું તો દેખાતું નથી. નાનપણની વાત કહેતાં એકાએક કોઈક વાર માલુમ પડે છે કે સ્મૃતિમંદિરમાં કંઈ કંઈ નજીવી, નહિ જેવી બાબતો પણ શી ખબર કેવી યે રીતે મસ મોટી બનીને રોફથી બેસી ગઈ છે, અને મોટી બાબતો નાની થઈને ક્યારે ય ક્યાં જઈને ખરી પડી છે. એટલે કહેતી વખતે નાની વસ્તુ મોટી થઈને દેખાય છે અને મોટી યાદ પણ આવતી નથી. ૧



બુદ્ધિ દ્વારા સમજી નહિ શકવાથી કોઈએ તેને સારી કહી, કોઈએ ખરાબ કહી; કોઈએ નીતિનો, તો કોઈએ વળી રૂચિનો પ્રશ્ન ઉપાડયો – અને કોઈએ તો વળી કશી જ વાત સાંભળી નહિ, દલીલો અને ચર્ચાની બધી વાડોને ટપીને બહાર નીકળી ગયા; તેમાં જ મગ્ન થયા, પાગલ થયા, નાચી કૂદી, રડી, ગીત ગાઈ બધું એકાકાર કરી દીધું — દુનિયાને જાણે એક પાગલખાનું બનાવી દીધું. પછી, જેઓ ખરાબ કહીને ગાળ દેતા હતા તેમણે પણ કહ્યું કે આવો રસનો ફુવારો બીજે ક્યાંય જોયો નથી. જેમને રૂચિની સાથે મેળ ખાતો નહોતો તેમણે પણ કબૂલ કર્યું કે આ પાગલોની મંડળી સિવાય દુનિયામાં આવું ગાન અમે બીજે ક્યાંય સાંભળ્યું નથી. ૧



માણસ પોતે બોલતો ન હોય તોપણ બીજાની વાત વગર પ્રયત્ને તેના કાનમાં આવી ઘૂસે છે. દુનિયામાં ઓછા બોલા માણસોને માટે ભગવાને આ સજા નિર્માણ કરી રાખી છે; એમાંથી છટકવાનો રસ્તો નથી. ૨



જે હતભાગીના ઘરનો માર્ગ સુદ્ધાં બંધ થઈ ગયો છે, તેને વેદના જો ટટાર રાખી નહિ શકે તો તેને ખાખ થતો બચાવવાની તાકાત જગતમાં બીજા કોઈની નથી. ૨



જે તેજ માણસને આગળ ને આગળ ડગ ભરવા ધકેલે છે, પાછા હઠવાનો વિચાર પણ કરવા દેતું નથી, તેને જ હું અંતરની અગન કહું છું. અગન એટલે અગ્નિ--સર્વભક્ષી: એ સુખદુઃખ બેઉને ખેંચી લે.--કશો જ પક્ષપાત કે વિચાર એને કરવાનો નહિ. ૨



બીજાના ભીષણ સંકટને સમયે પોતાનાં વિવેક અને સંસ્કારનો, જ્યારે સ્વાધીન વિચાર અને પરાધીન અનુભવ સાથે સંઘર્ષ થાય, ત્યારે સલાહ દેવા જવું એના જેવી મુશ્કેલી જગતમાં બીજી ઓછી છે. ૨



કોઈ પણ વસ્તુ જાણવા માટે જ્યાં સુધી માણસના હૃદયમાંથી એક પ્રકારની વ્યાકુળતા ન ઊઠે, ત્યાં સુધી બધું જ તેની આંખે ઝાંખું ઝાંખું દેખાય છે. ૨



ખુશામત ચીજ એવી છે કે બધુંયે અનિષ્ટ જાણવા સમજવા છતાં પણ,—એકદમ એને છિન્નભિન્ન કરતાં દુઃખ થાય છે. ૨



નીચ પ્રકૃતિનો માણસ અત્યંત બીકણુ હોય છે. ૨



જ્યાં ખરેખર બંધન જેવું નથી, ત્યાં જરા પણ પકડ ઢીલી કર્યે ચાલે એવું નથી—છેતરાવું જ પડે. ૨



મોટે ભાગે બધે એવું જોવામાં આવે છે કે ખરેખરી વિપત્તિ કાલ્પનિક વિપત્તિ કરતાં ઓછી અસહ્ય હોય છે. પહેલેથી જ એવું સ્મરણ રહે તો ઘણી ચિંતાઓમાંથી બચી જવાય. ૨



નોકરીની ખરેખરી જરૂર ઊભી થયા વગર તે દર્શન દેતી નથી. ૨



બીજાનો ન્યાય કરતી વખતે કોઈ માણસને પોતે અંતર્યામી નથી, અગર તો પોતાની પણ કદી ભૂલ થાય એવું બોલતાં સાંભળ્યો નથી. સૌ કહે છે કે માણસ ઓળખવામાં હું એક્કો છું, અને આ બાબતમાં તો હું પાકો ઝવેરી છું. પરંતુ જગતમાં કદી પણ કોઈ પોતાના મનને ઓળખી શક્યો હોય એવું જાણવામાં નથી. ૨



બુદ્ધિના ગુમાનમાં બીજાને હલકા ધારી પોતાને બુદ્ધિમાન કહેવડાવવા કરતાં, બીજાને સારા ધારી પોતે અબુધ રહેવામાં પણ એકંદરે બુદ્ધિની કિંમત વધે છે. ૨



જગતમાં આ એક ભારે નવાઈ જેવી વાત છે કે માણસની દુર્બળતા ક્યારે કયા છિદ્રમાંથી બહાર પ્રગટ થઈ જાય છે, એ કેમે કલ્પી જ શકાતું નથી. ૨



કેટલીક વાતો એવી હોય છે કે આખી જીંદગી સુધી ભૂલી શકાતી નથી. જ્યારે યાદ આવે ત્યારે તેના શબ્દો સુદ્ધાં જાણે કાનમાં આવી વાગે છે. ૨



કોઈ વાર એવા તો એક અનિર્વચનીય ઉલ્લાસથી આંતર-બાહ્ય એકાકાર થઈ જાય છે કે રોગ તે રોગ, દુઃખ તે દુઃખ, અભાવ તે અભાવ છે એવું કદી લાગે જ નહિ, આંખે આકાશનો રંગ બદલાઈ જાય, પવનનો સ્પર્શ પણ કંઈ જુદી જ જાતનો શરીરે લાગવા માંડે--ક્યાંય પણ જાણે હવે ઘરબાર, પોતાનું પારકું એવું રહે નહિ! સંસારમાં ક્યાંય પણ જવામાં, કંઈ પણ કરવામાં બાધ કે વિધિનિષેધ જેવું કંઈ રહે જ નહિ. ૨



અજાણ્યા રહસ્ય માટે બહારનો ક્રુદ્ધ સંશય અવિચારનું રૂપ ધારણ કરી નિરંતર ધક્કા મારી રહે છે. ૩



એક વ્યક્તિની અંદર બીજી વ્યક્તિ કેવી રીતે જીવતી હશે? પરંતુ માણસ છે જ એવો! એટલે જ તો એ માણસ છે! ૩



સંશયના વમળમાં અવિશ્વાસ એક પલકમાં એવો ઉગ્ર બનીને બહાર આવે છે કે એની જ્વાળા બહુવાર લગી બંનેનાં મનમાં ભડભડ બળતી રહે છે. ૩



સ્નેહનું ઊંડાણ કેમે સમયની અલ્પતા દ્વારા માપી શકાતું નથી; અને આ વસ્તુની કાવ્યની ખાતર કવિઓએ ફક્ત પોકળ કલ્પના જ કરી છે એવું નથી,—સંસારમાં આવું ખરેખર બને પણ છે. ૩



માણસના મનની ચંચળતાનો છેડો નથી. ૩



હૃદયહીન બર્બરતાપૂર્વક કેવળ માત્ર અશ્રદ્ધા અને ઉપહાસદ્વારા જ સંસારમાં તમામ પ્રશ્નોના જવાબ દઈ શકાતા નથી! ૩



પૃથ્વી પર ફક્ત બહારના બનાવોને હારબંધ લાંબા કરી મૂકવાથી દરેકના હૃદયનું જળ માપી શકાતું નથી. ૩



ખટરાગની તરડ સાંધી દેવા જેવું હૃદય જેનામાં છે તેના જેવું કારીગર બીજું કોણ હશે? ૩



માણસની તદ્દન પરસ્પર વિરોધી પ્રકૃતિઓ કેવી રીતે એક સાથે જોડાજોડ વાસ કરે છે એ એક ન સમજાય એવી બાબત છે. ૩



નીલકંઠના ગળામાં ઝેર જો રહ્યું, એ કંઈ પેટમાં થોડું જ જવાનું હતું? ૪



આશાતંતુ સાવ તોડી નાખવો એ શું સંસારમાં રમત વાત છે? ૪



નબળા મનના ઢચુપચુ સંકલ્પો ને મનોરથો, બે ડગલાં ભર્યાં ન ભર્યાં ત્યાં તો અથડાઈ ભાંગીને ભુક્કા થઈ જાય છે. ૪



જગતમાં સૌથી સાચી વાત કોઈ હોય તો એ છે કે કોઈને

ઉપદેશ દેવો નકામો છે. સદુપદેશ ભાગ્યેજ કોઈ સાંભળે છે. પરંતુ સાચી વાત કહી નાખવાથી નસીબજોગે એનું પરિણામ ઊલટું જ આવે છે. ૪



બાલ્યાવસ્થાનો કૃતજ્ઞ સ્નેહ, યુવાવસ્થાના સ્વમાન-ભાનની સાથે બંધબેસતો ન થઈ શકે તો તેમાં નવાઈ પામવા જેવું શું છે? ૪



કૂતરાની પૂછડીની પેઠે માણસનો સ્વભાવ કદી બદલાતો નથી. ૪



અવિશ્વાસ અને ઉપેક્ષાની મૂડી ઉપર મોટો વેપાર ખેડનારાઓ દુનિયામાં કંઈ મહાન વસ્તુ મેળવી શક્યા છે? ૪



ઘણા માણસો ઘણી વખત અફસોસ કરે છે કે અમુક માણસ એકાએક આટલો બદલાઈ જશે એવું ધાર્યું નહોતું — જોષીઓ ટીપણું જોઈ સૂર્યગ્રહણ ને ચંદ્રગ્રહણની ગણતરી કરી રાખે છે તેમ જાણે આપણે પણ મનુષ્યના જીવન સંબંધમાં પહેલેથી જ ચોક્કસ નિર્ણય કરીને બેસી જઈએ છીએ, અને એમાં ભૂલ ન આવવી જોઈએ એમ માની લઈએ છીએ, ભૂલ દેખાય તો એ ભૂલ છે એમ કબૂલ કરવાને બદલે ભારે અન્યાય થઈ ગયો હોય એવો અફસોસ કરીએ છીએ. બુદ્ધિના સરવાળા બાદબાકી સિવાય દુનિયામાં શું બીજો કોઈ હિસાબ જ નહિ હોય? દુનિયામાં અનેક જાતભાતનાં માણસો હોય છે, એટલું જ નહિ, પણ એક જ માણસમાં અનેક જાતભાત હોય છે એની આપણને ખબર નથી. માટે પહેલેથી નિર્ણય બાંધી લેવો નકામો છે. કોઈવાર એક પળની ઉગ્રતા કે તીવ્રતા આખા જીવનને પલટાવી નાખે છે. ૪



અંદરની ઉંમર વધવા માંડે ત્યારે બહારથી બુઢ્ઢા ન દેખાવું એ કમનસીબ છે. નાની ઉંમરે ટાલ પડવા જેવું એ કરૂણ છે. ૫



'જે દારૂ પીએ છે તે જ કોઈ ને કોઈ દિવસ દારૂડિયો થાય છે. જે નથી થતો તે કાંતો જૂઠું બોલે છે કે પછી દારૂને બદલે પાણી પીએ છે.' ૫



કેટલાંક માણસો એંશી વર્ષે પણ સગીરના સગીર રહે છે. એમના માથા પર કોઈ વડીલ જોઈએ જ. ભગવાન એ વ્યવસ્થા દયા કરીને કરે છે. ૫



સ્પષ્ટતાનો મોહ જેમને ખૂબ છે, તેઓ વક્તા હોય તો પોતાનું ભાષણ છાપાંમાં છપાવે છે, લેખક હોય તો પોતાના પુસ્તકની ભૂમિકા લખે છે અને નાટ્યકાર હોય તો પોતાના નાટકના નાયકને શણગારે છે. એ લોકો ધારે છે કે અક્ષરથી જે વ્યક્ત થયું નથી તે હાથપગ હલાવી પ્રગટ કરવું જોઈએ. ૫



જ્યાંસુધી અંતરમાં રહેલી ગ્લાનિમાંથી છૂટે નહિ, મન ઉપરનો ભાર ફગાવી ન દે ત્યાંસુધી મન પણ માંદલું રહેવાનું. ૫



અનુકરણમાં મુક્તિ નથી, મુક્તિ જ્ઞાનમાં છે. એથી એકને જે મુક્ત કરે, તે બીજાને અસમ્માનમાં ડુબાડે એમ પણ બને. ૫



આંખ સામેની ચીજ નજર બહાર રહી જાય છે. ૫



કેટલાક માણસો એવા હોય છે કે તેઓ ભૂતને માનતા નથી, પણ ભૂતથી બીએ છે. ૫



માણસના મનને સહેલાઈથી કેટલું બધું પલટાવી શકાય છે! ૫



એક ભૂલને છુપાવવા બીજી ભયંકર ભૂલ કરવાથી, એનો ભાર ઘટવાને બદલે ઊલટો વધે છે. ૫



પરાધીનતા અને અન્યાયનું ભાન આખા મનને શંકાથી ત્રસ્ત અને મલીન કરી દે છે. ૫



હીરામાણેક સૌને માટે નહિ, સાધારણ માણસોને માટે પણ નથી. માથેથી તે પગ સુધી સોનારૂપાનાં ઘરેણાં ન મળે તો જેમનું મન રીઝતું નથી, તેઓ તમારા એક નાનકડા હીરામાણેકની કદર નહિ બૂઝે. જેમને ઘણું જોઈએ છે તેઓ રંગ પર રંગ ચડાવશે ત્યારે જ નિશ્ચિંત થઈ શકશે. ૫



પરિણામ જ જેની દૃષ્ટિએ મૂલ્ય નિરૂપણનો એકમાત્ર માનદંડ છે તેની સાથે દલીલ ચાલે જ કેમ? ૫



સ્વાધીનતા વસ્તુ વિચારો કરવાથી નથી મળતી; ન્યાયધર્મની દુહાઈ દેવાથી નથી મળતી; સભાઓ ભરી, સંઘ બાંધી પુરુષોની સાથે ઝઘડવાથી નથી મળતી,—એ કોઈ કોઈને આપી શકતું નથી,—આપ લે કરવાની વસ્તુ જ એ નથી. ૫



બહારથી ઈંડાંનું કવચ તોડી અંદરના જીવને છૂટો કરવાથી એ છૂટો થતો નથી,—મરે છે. ૫

ઝેર ખાવું સારૂં છે, પણ ખોટી ટીકા હજમ કરવી મુશ્કેલ છે. ૫

'ફૂલને સમજતો નથી, તેની આગળ પથરો જ વધારે સત્ય છે. સુકાઈને ખરી પડવાનો તો ભય જ નહિ. એનું આયુષ્ય એક પહોરનું નથી, પણ ચિરકાળનું છે.' ૫

મનુષ્યના જીવનમાં એવો ઘણો વખત જાય છે જ્યારે એ પોતે પોતાના સંબંધમાં અંધારામાં હોય છે. પછી કદાચ એક દિવસ એકાએક આંખ ઊઘડે છે. ૫

જગતનું તમામ આશ્ચર્ય એકલી આંખોથી દેખાઈ આવતું નથી. ૫

કહેવાથી જ બધી વાતચીતનો મર્મ સમજાતો નથી. ૫

'સ્વેચ્છાએ સ્વીકારેલું દુઃખ પણ ઐશ્વર્યની પેઠે ભોગવી શકાય છે.' કારણ કે 'એ બિનજરૂરી દુઃખ છે,—દુઃખનો અભિનય છે. દરેક અભિનયની અંદર કંઈક સજા હોય છે, એનો ઉપયોગ કરવામાં મુશ્કેલી નથી.' ૫

દૈન્ય–ભોગની વિડંબના કરવાથી કદાપિ મહાન પરિણામ મળતું નથી. મળે છે માત્ર થોડો દંભ અને અહમ્. ૫

'દૈન્ય અને અભાવ ઇચ્છાએ આવે કે અનીચ્છાએ આવે પણ એમાં ગર્વ કરવા જેવું કંઈ જ નથી. એમાં છે શૂન્યતા, એમાં છે દુર્બળતા, એમાં છે પાપ, — અભાવ માણસને કેટલો નીચ, કેટલો તુચ્છ બનાવી નાખે છે!' ૫



આસામનાં ગભીર અરણ્યોની પેઠે કેટલાંક માણસોનાં હૃદયમાં શું છુપાયેલું છે તે કોઈ જાણતું નથી. ૫



જાનવરની સાથે કંઈ દલીલબાજી નથી થઈ શકતી, એનો રસ્તો બીજો છે. ૫



કોઈ કોઈ માણસના શરીરયંત્રમાં એવું અખૂટ બળ પૂરી પ્રકૃતિ તેને પૃથ્વી પર મોકલે છે કે તે નથી કદી ખૂટતું, કે નથી કદી બગડતું. પ્રકૃતિ પોતાની જ ગરજે તેમને જીવતા રાખે છે, નહિ તો દુઃખીની ઝૂંપડીમાં રેલની પેઠે પ્રવેશતા મૃત્યુની નાશલીલાનું સાક્ષી કોણ રહે? ૫



જેટલું બન્યું છે તેથી વધારે કેમ ન બન્યું કહી ઝઘડો કરતાં નીચું ઘાલવા જેવું લાગે છે. ૫



'મન જ્યાં મળ્યું છે ત્યાં ભલેને મતનો અમેળ હોય; ભલેને કામની રીત જુદી જુદી હોય; એથી શું બગડી ગયું? પારકાના મત તરફ જો સન્માન ન રાખી શક્યા તો પછી શિક્ષણ શાનું? મત અને કાર્ય બંને બહારની વસ્તુઓ છે, મન જ સત્ય છે.'



માણસનું દુઃખ કંઈ એક જ નથી, ઘણી જાતનું છે. દુઃખની પ્રકૃતિ પણ જુદી જુદી છે; મટવાના રસ્તા પણ અલગ અલગ છે. ૫



'મનના મેળની જ અદ્વિતીય તરીકે ઉચ્ચ સ્વરે ઘોષણા કરવી એ આજકાલની એક વિશિષ્ટ પદ્ધતિ બની છે. સંસારમાં જાણે કે એક માત્ર મન જ છે, તે સિવાયનું બધું માયા! પ્રપંચ! ૫



'દરેક પ્રકારના મત તરફ સન્માન રાખી શકે કોણ, ખબર છે? જેનો પોતાનો કોઈ મત જ નથી, એ! શિક્ષણદ્વારા વિરોધ-મતની મૂંગાં મૂંગાં ઉપેક્ષા કરી શકાય, પણ તે તરફ સન્માન રાખી શકાય નહિ.' ૫



આ ચંચળ સંસારમાં ચંચળ માનવચિત્તમાં પદે પદે કે આ કોઈ આફત ક્યાંકથી આવી. ૫



ઘણા વખતના દૃઢ થઈ ગયેલા સંસ્કાર પર આઘાત લાગતાં માણસ એકદમ તે સહી શકતો નથી. ૫



મોટું નામ આપવા માત્રથી કોઈ પણ વસ્તુ સંસારમાં ખરેખર મોટી થઈ જતી નથી. ૫



કેટલાંક માણસો એવાં હોય છે કે તે વૃદ્ધ મન લઈને જ જન્મે છે. એ વૃદ્ધ મનના શાસન હેઠળ એમનાં દુર્બળ વિકૃત યૌવન હમેશાં શરમથી માથું ઢાળીને જ રહે છે. ૫



'જે મન વસ્તુસ્થિતિની સામે જોઈ શકતું નથી, તેને હું વૃદ્ધ મન કહું છું. જે ભવિષ્યની સમસ્ત આશાને તીલાંજલિ દઈ ફક્ત ભૂતકાળમાં જ જીવતું રહેવા ચાહે છે તે મનને હું માંદલું અને જરાગ્રસ્ત કહું છું. ભૂતકાળ તેનું સર્વસ્વ છે. તે જ એનો આનંદ, એની વેદના, — તે જ એની મૂડી છે. તેને વટાવી એ જીંદગીના બાકીના દિવસો જેમ તેમ જીવી કાઢવાનું કરે છે.' ૫



'અછાજતી અતીશયતાનું ભાન હોય તેથી કંઈ સંસારની બધી આવશ્યકતાઓ પતી જતી નથી—અભાવ રહ્યા જ કરે છે.' ૬



એક જણની ઉત્સાહભરી અકપટ પ્રસંશામાં બીજા એક જણનાં કેટલાં ભારે અને કઠોર આઘાત અને અપમાન છુપાઈ રહેલાં હોઈ શકે, એની ખબર વક્તા કે શ્રોતા એકેને ઘડી પહેલાં નથી હોતી. ૭



એક જાત શું, કે એક માણસ શું, જ્યારે જ્યારે તે હીન સ્થિતિએ પહોંચી જાય છે, ત્યારે સૌથી હલકી વસ્તુઓ ઉપર બધો દોષ ઢોળી દઇને પોતે સાન્ત્વન લે છે. ૭



બાંધી રાખેલા પશુની નજર સામેથી જ્યાં લગી બહારની સૃષ્ટિ ઢાંકી દેવામાં નથી આવતી ત્યાં લગી એ એક જ સ્થળે માથું પછાડી પછાડીને મરી જાય છે. તે જ પ્રમાણે તોફાની મનની પ્રચંડ કામના તેના હૃદયમાં હાહાકાર મચાવી બહાર જવા માટે રસ્તો શોધી મરવા માગે છે. ૭



બહુ દુઃખ પામ્યા સિવાય કોઈ પણ મોટી વસ્તુ પ્રાપ્ત કરી શકાતી નથી. ૭

ભલેને અપરાધ ગમે તેટલો મોટો હોય, પણ તે માફ ન જ કરી શકે એટલું બધું કઠણ હૈયું આ દુનિયામાં વિરલ હોય છે. ૭

પ્રેમની વાતમાં નીતિ નથી, ધર્મ નથી, વિચારવિવેક, સારા નરસાની સમજ કશું જ નથી. ૭

એવોયે સમય આવે છે જ્યારે માણસ ખરેખાત મરણની કામના કરે છે. ૭

માનવચિત્ત એક સ્થિતિમાં બિલકુલ સંકોચ વગર તથા બિલકુલ સહજ રીતે જુઠ્ઠાણું સરજી શકે છે. ૭

જેને તળિયે કાદવ જ હોય એનું પાણી ઉલેચવાનું હું ડહાપણભર્યું ગણતો નથી. ૭

કેટલાક લોકો નવા જોડાનો તીક્ષ્ણ ડંખ અંદરખાનેથી સહન કરવા છતાં બહારથી જોડા પહેરવાના આનંદનો ડોળ કરે છે. ૭

'સંતાનનું જ મૃત્યુ પિતાને મન સૌથી મોટો ભય છે.' ૭

સર્વ મનુષ્યોની પ્રકૃતિ એકસરખી નથી હોતી. ૭

હ્રદયમાં ક્ષમા માગી લેવા કરતા હમેશાં પ્રકટ રીતે ક્ષમા માગવી સારી જ છે એવું નથી. ૭

ઇ

આકાશમાંના દુર્ભેદ્ય વાદળાંના થરો કદાચ કોઈ દિવસ વિખરાઈ જશે ખરા, પણ એમની પાછળ તો અંધકાર જ સંચિત થયેલો છે—ચાંદની, જ્યોત્સ્ના છૂપેલી નથી જ ! ૭

ઇ

જે ઝાકળબિંદુને પાંદડાંની કિનાર સુદ્ધાં ભગવાને આપેલી છે તેને ઐશ્વર્યની મરૂભૂમિમાં આણીને જીવાડી શકાશે શી રીતે ? ૭

ઇ

જેનું કાર્યકારણ આપણે જાણતાં નથી એ ભલેને ગમે તે હોય, ભલે એને આપણે માફ ન કરી શકીએ, પણ કંઈ નહિ તો આપણે તેને અપરાધી તો ન જ ગણીએ. ૭

ઇ

જે માણસ મશ્કરીનો જવાબ મશ્કરીથી વાળી શકે નહિ, તે કંઈ નહિ તો હસતે મોઢે એનો આનંદ તો લઈ જ શકે. ૭

ઇ

જે માણસ પ્રેમ રાખતું હોય, તે પ્રેમ નહિ. પણ ઘૃણા કરે છે એવો આક્ષેપ દેવા કરતાં બીજી કોઈ ભારે સજા એને માટે હોઈ ન શકે એ વાત તો પ્રેમ પોતે જ કરે છે. ૭

ઇ

મિથ્યા વસ્તુ વડે લાંબો વખત કશું ઢાંકી રાખી શકાતું નથી. ૭

ઇ

મન શું દરેક વાત યોગ્ય અયોગ્ય છે એમ નક્કી કરીને વિચારે છે ? ૭

ઇ

મિથ્યાચારી પુરુષ પરસ્ત્રીને ફસાવીને ખોટે માર્ગે લઈ ગયા છતાં બિલકુલ નફ્ફટ બની ભયંકર આક્ષેપ પોતાના મોંએથી ઉચ્ચારી શકે છે. ૭



ખાવાના લોભે જંગલી પશુ જાળમાં ફસાઈ પડયા પછી જે કંઈ હાથમાં આવે તેને અંધ ક્રોધમાં નિષ્ઠુર દંશ વડે ચૂંથી નાખે છે, તેવી જ રીતે માણસ પણ માણસનું કરે છે. ૭



નવો સવો શિકારી પહેલીવાર શિકાર કરી જમીન ઉપર નાખેલા પક્ષીની મરણયાતના મુગ્ધ બની જોઈ રહે છે — માણસ પણ માણસને તેવી રીતે જોઈ રહે છે. ૭



નાનપણમાં જે લાગણીઓ બંધાય એ બધાનું પરિણામ શું પરણવામાં જ આવતું જોઈએ ? અથવા માણસના હાથમાં શું લગ્નનું નક્કી કરવાનું રહેલું છે ? ૭



ધરતીના કોઈ પણ કંપ કરતાં હૃદયનો કંપ શું ઊતરતો છે ? ૭



માણસ તો શીખ્યા પછી જ તરી શકે છે, પણ જે પાણીનું જ પ્રાણી છે, તે તો જન્મથી જ તરવા માંડે છે. આ એમનું શીખવાનું કોઈ જોઈ શકતું નથી એ વાત ખરી, પણ પ્રયત્ન વિના જ ફળ પામી શકાતું નથી. ક્યાંક ને ક્યાંક, કોઈ ને કોઈ રીતે શીખવાની મહેનત તો ઉઠાવવી જ પડે છે. ૭



માણુસ તો કંઈ દેવતા નથી -- માણુસ આખરે માણુસ જ છે. એનો દેહ દોષ અને ગુણથી ભરેલો છે. પણ એટલા સારૂ એની દુર્બળતાની ક્ષણોની ઉત્તેજનાને એનો સ્વભાવ ગણી લેવાય નહિ. ૭



સંસારના દિવસો પૂરા થવા આવે ત્યારે જ એ દીર્ઘ જીવનનો બધો અનુભવ, બધો ભંડાર રદ કરી, ફરી નવેસરથી કમાણી કરવાની જરૂર પડે, એ કેવું? ૭



'જેને આંખ હોય તે સૌ દેખે જ તો!'
'પરંતુ એ આંખો જ સૌને હોતી નથી.' ૭



આંસુ આટલાં મધુર હોય છે, આંસુમાંયે આટલો રસ હોઈ શકે છે -- પરમ દુ:ખને સમયે કોઈ વાર તેનું જ્ઞાન થતાં સુખ પમાય છે. ૮



ઉઠાવગીરોમાં કંઈ વધારે હિંમત હોય છે? દુષ્કર્મ કરી શકે એને કંઈ હિંમત કહેવાય નહિ. ૮



સૌ પોતાની વિદ્યાબુદ્ધિ અને જ્ઞાન અનુસાર જ સાચું જૂઠું તોળે છે. એ સિવાય માપવાનો બીજો કોઈ ગજ નથી. પણ એ વિદ્યાબુદ્ધિ બધામાં એક સરખી હોતી નથી. ૮



દિલ હોય તો દિલને દુ:ખ થાય. ૮



સૌ પોતાનું દુઃખ વ્યક્ત કરીને તે ઓછું કરવા ઇચ્છે છે. માણસનો સ્વભાવ જ એ છે. ૮



જે વાત જટિલ અને દુર્બોધ હોય તે સારી રીતે સમજાવીને કહેવાનો વખત અને પૂરતી સગવડ ન મળે ત્યાં સુધી ન કહેવી એ જ સારૂં છે. કેમકે, નહિ તો મોટે ભાગે સારાને બદલે ખરાબ પરિણામ જ આવે છે. ૮



છૂટ મળતાં માત્ર કૂતરાં જ માથે ચડી બેસે છે એમ નહિ, પણ માણસનેય યાદ કરાવવું પડે છે! ૮



માનવીની એક વસ્તુ ગમે તેટલા દુઃખમાં પણ નાશ પામતી નથી — ભવિષ્યની આશા. ૮



નાનપણમાં નિશાળે જવાની ઇચ્છા થતી નથી, તેમ ધર્મ કર્મ માટે પણ કેટલાંકની ઇચ્છા થતી નથી, જન્મભૂમિ ઉપર પણ કેટલાંકને ભારે અરૂચિ હોય છે. પણ એટલા સારૂ કંઈ બધી ઇચ્છાઓ —બધી રૂચિને બહેકવા દેવાય છે? ૮



દોષ કરીને સજા ખમી લેવી સારી, એથી પાપનું પ્રાયશ્ચિત મળી જાય. ૮



માગ્યા પહેલાં માથે પડી આપીએ તો સ્વમાની માણસનું અપમાન કર્યું કહેવાય. ૮



કળિયુગમાં વાસ કરવા છતાં, જેની અન્યાય, અત્યાચારની સમજ સત્યયુગના જેવી હોય, અને મિજાજ જતાં જેને હિતાહિતનું ભાન ન રહે એના જીવનની સલામતી માટે બહુ વિશ્વાસ રાખી શકાતો નથી. સહન કરવાની શક્તિ એ એક ભારે સદ્‌ગુણ છે. તેવી જ રીતે વગર બોલાવ્યે મદદ કરવા દોડી જવાનો લોભ ખાળી રાખવો એ પણ અમુક સંજોગોમાં જરૂરી હોય છે. ૮



ભૂખ્યા સાપની પેઠે મૃત્યુ જેમ જેમ ઓહિયાં કરવા પોતા ભણી ખેંચે છે તેમ તેમ બિમાર માણસ દેડકાની પેઠે સાપનાં બે જડબાંને પકડી રાખીને ભારે કુશળતાપૂર્વક દિવસોના દિવસો સુધી મૃત્યુને પાછું ઠેલતો રહે છે — જાણે એના અશેષ પ્રાણ કેમે કદી પૂરા થવાના જ નથી! ૮



બીજાની વાત વખતે માણસ અનેક વસ્તુ જાણવા છતાં, પ્રયત્નપૂર્વક ભૂલવા ઇચ્છે છે. પારકાનો ખ્યાલ કરતી વખતે, એ વાત એના ખ્યાલમાં પણ આવતી નથી કે પોતાને પણ એ આંખ ગુમાવતાં ખાડામાં પડવાની સંભાવના ઓછી નથી. ૮



માનવીનું મન! એ તે શાથી ભાંગે છે, ને શાથી સજીવન થાય છે, એનું કંઈ તત્ત્વ જ શોધ્યું જડતું નથી. જરાક અમથા આઘાતથી એ ધૂળભેગું થઈ જાય છે. વળી કોક વાર પ્રચંડ આઘાત પણ તે હસતે મોઢે સહન કરે છે — આનો કંઈ હિસાબ જ મળતો નથી. અને તેમ છતાયે આ મનને કારણે તો માનવીના અહંકારનો કંઈ પાર જ નથી. જેને વશ કરી શકાતું નથી, જેને પૂરું ઓળખી

પણ શકાતું નથી, તેનું મન પણ તેને 'પોતાનું' કહીને કેવી રીતે જીતી શકાય છે! એને આધારે નિશ્ચિંત બની માનવી કેવો સંસાર ચલાવ્યે જાય છે! ૮

✿

આંખની હિંસ્ર દૃષ્ટિ કેવળ માણસ જ નહિ, પરંતુ જાનવર સુદ્ધાં ઓળખી શકે છે. ૯

✿

મહેનતમથન કરીને એકાદને પણ જો બચાવી શકાય તો શું એ એક મહાન આશાનું કિરણ નથી? ૯

✿

સખત તાવ એ જલદ દારૂના નશા જેવો છે. અનેક આશ્ચર્ય-કારક વાતો તે માણસના હૃદયમાંથી બહાર ખેંચી આણે છે. ૯

✿

કેટલાક તદ્દન બેપરવા અને ઉદાસીન પ્રકૃતિના માણસો, તેમને આંખમાં આંગળી ઘોંચી બતાવવામાં ન આવે ત્યાં સુધી પોતાની મેળે તપાસ કરી કદી કશું જ જાણવા પ્રવૃત્ત થતા નથી. ૯

✿

ઈર્ષ્યા વસ્તુ કેટલી ખરાબ છે! ચેપી રોગની જેમ બીજા ઉપર હુમલો કર્યા વગર એ રહેતી નથી. ૯

✿

કેટલાક માણસોનો સ્વભાવ જ એવો હોય છે કે સામાનું છિદ્ર દેખાતાં તેને નકામું મોટું સ્વરૂપ આપી, દુર્બળને પીડા કરવામાં, બીધેલાને વધારે બીવડાવી વ્યાકુળ બનાવવામાં આનંદ પામે,—પછી ભલે એ ગમે તે હોય, અને હેતુ ભલે ગમે તેટલો અસંબદ્ધ હોય. ૯

✿

વકરેલા ઘાની જેમ એવા પણ માણસો હોય છે જેમની ઝેરી ભૂખ એકવાર કોકની ભૂલ જોઈ લીધા પછી કોઈ પણ પ્રકારે શાંત થાય જ નહિ!

❦

જે વાતની ખબર ન હોય એ બાબતમાં મત આપવો ઠીક નથી. ૯

❦

જેને મૂરખ કહી ગાળ દેવા જતાં જે મંદમંદ હસે અને શ્રદ્ધાપૂર્વક, કૃતજ્ઞતાપૂર્વક પ્રશંસા કરવા જતાં જે રડી પડે એવી અદ્ભુત પ્રકૃતિના જીવ સાથે આ સંસારમાં જ્ઞાની માણસનો સરળ વ્યવહાર ચાલે કેવી રીતે? ૯

❦

દ્વિધા – દુર્બળતા – એ તે પાપ છે! કેવળ પાપ જ નહિ, મહાપાપ છે!

દારૂમાં અંગારો પડતાં જેવું ભયાનક તોફાન ફાટી નીકળે છે, તેવો જ ભીષણ કાંડ કોઈના શબ્દો કાને પડતાં, માણસના દેહ અને મનની અંદર મચી જાય છે. ૯

❦

શેઠને ચર્ચામાં સોળેસોળ આની હરાવી દીધા પછી એની પાસેથી પૈસા કઢાવવાની વખતે આઠ આનીથી વધારે લોભ ન કરવો જોઈએ. ૯

❦

જેઓ એમ માને છે કે સંપૂર્ણ મૈત્રીને માટે ખૂબ દિવસો અને પુષ્કળ વાતચીત હોવી જરૂરની છે એમને અહીં સ્મરણ કરાવવું જરૂરનું છે કે ના, એવી કોઈ ખાસ જરૂર નથી. ૯

❦

અજબ છે આ પૃથ્વીનાં માણસોનાં મન! એ કેવો નિશ્ચય ક્યારે કરી લે છે એની કોઈને ખબર પડતી નથી. ૧૦



'જેનું મન બીજાના હાથમાં ચાલ્યું જાય છે, તેનાથી મોટો અભાગી દુનિયામાં બીજો કોઈ નહિ હોય.' ૧૦



આપવું એ કંઈ સહજ વાત સમજો છો? એ ઓછું કંઈ દાતાની મરજી પર નિર્ભર છે?

ખરેખર, માણસ કેટલો દુર્બળ, કેવો નિરૂપાય છે! દુ:ખની પીડામાં માણસોમાં કેટલી એકતા, કેટલું પોતાપણું આવે છે! ૧૦



પેલા ઋષિકુમારની વાત તો જાણો છો ને! દૂધને બદલે ચોખાનું પાણી પી દિવસો પસાર કરવામાં એને દુ:ખ નહોતું થયું, પણ દુ:ખ નહોતું થયું એટલા પરથી ચોખાના પાણીને દૂધ કહેવાય નહિ, તેમ એ દૂધ બની જાય પણ નહિ! ૧૧



ઝાડનાં પાંદડાં લીલાં હોવા છતાંયે એ લીલાશ ઘણાઓને નથી દેખાતી; અને એ નથી દેખાતી એટલું પણ એ સમજતાં નથી, અને છતાં એને લીલાં કહેતાં એ અચકાતાં નથી. ૧૧



સીધી વાતને માણસ અવળી અને સાદી વાતને અઘરી બનાવીને જુએ છે ત્યારે જ એ ભયંકર ભૂલ કરી બેસે છે. ૧૧



માણસ પોતાની વિચારશક્તિને ભૂલીને વર્તે તો એ ખોટું કહેવાય. પણ બીજાઓના વિચારોનું આંધળું અનુકરણ કરી પોતાની વિચારશક્તિને દાબી રાખવી એ તો આપઘાત કહેવાય. ૧૧



મનુષ્યના મનનો પ્રવાહ, એકદમ જ ઊલટી દિશાએ વહેવડાવી દેતાં આટલો જ માત્ર સમય લાગે છે. ૧૩



મનુષ્યનું મન એ અગાધ વસ્તુ છે. મનમાં બે ઊલટા પ્રવાહ એકી સાથે વહી જતા જોઈ અજબ થઈ જવાય છે ! ૧૩



વાંકાચૂંકા ચાલ્યા જતા કાનખજૂરિયાને જોઇ જેવું થાય, અને એ દેખાય ત્યાં સુધી જેમ આંખ પાછી વળે નહિ, તેમ કેટલાક માણસોને જોતાં બરાબર એવા જ અગણમાથી મન ભરાઈ જાય છે. ૧૩



જે દારૂડિયો એકવાર જલદ દારૂ પીતાં શીખ્યો છે, તેનું મન પાણી ભળેલ દારૂથી કેમ ખુશ થાય ! અમેળ ઝેરની આગમાં કાળજું બાળી મેલવામાં જ તેને ત્યારે ભારે સુખ લાગે છે! ૧૩



મેં મનુષ્યના મનનું એવું એક વિચિત્ર લક્ષણ જોયું છે કે જે વિપત્તિ એકાએક એની ગરદન પર આવી પડી એને તદ્દન અસ્થિર અને ઉદ્વિગ્ન કરી મૂકે છે, તેને તે ઘણી વખત દૂર હડસેલી દઈ, કોઈ એક નજીવી જ બાબતની ચિંતા કરવા બેસી જાય છે. ૧૩



હાય રે ફૂટલ નસીબ ! પતંગિયું સૂર્ય ભગવાનને દીવો ધરી રસ્તો દેખાડવા ચાહે છે ! ધૃષ્ટતાની કાંઈ હદ જ નહિ ! ૧૩



જેમ સજા એક દિવસ માણસ ખુશીથી માથે ચડાવી લે છે, તેને જ તે બીજે દિવસે માથેથી ઉતારી ફેંકી દે છે ત્યારે જંપે છે! કાળે કરીને અપરાધનો ઘા જેમ જેમ અસ્પષ્ટ ને ઓછો થતો જાય છે, તેમ તેમ સજાનો ભાર વધારે ને વધારે અસહ્ય થતો જાય છે! આવું માણસનું મન છે! આવું તેનું ઘડતર છે! તેને અનિશ્ચિત સંશય મરણિયો કરી મૂકે છે! ૧૩

કોઈ પણ વસ્તુના અભાવથી – પછી તે અભાવ ગમે તેટલો ભારે હોય – પણ માણસ સદાકાળ તેનો શોક કરી શકતું નથી. ૧૪

આ પૃથ્વી પર કેટલાંક માણસો ઘાસના અગ્નિ જેવાં હોય છે. ભક કરીને ઘડીકમાં સળગી પણ ઊઠે, અને પાછાં ફક કરીને હોલવાઈ પણ જાય. એમની પાછળ હરહમેશ કોઈએ રહેવું જોઈએ કે જે જરૂર પ્રમાણે ઘાસ પૂર્યા કરે. ૧૪

આ જગતમાં જેનામાં કુતૂહલ ઓછું છે તે સાધારણ મનુષ્ય સમાજથી જરા બહાર છે. જે મંડળીમાં સાધારણ મનુષ્ય ફરે છે તે દળમાં તેનાથી ભળવાનું બનતું નથી; સાધારણનો મતામત તેના મતામતની સાથે મળતો નથી. ૧૪

લોકો ઇષ્ટ દેવતાને જોઈ શકતા નથી, ફક્ત નામ લખી રાખે છે. દુઃખમાં, કષ્ટમાં એ નામની જ આગળ સમસ્ત હૃદય મુક્ત કરે છે, ઘુંટણિયે પડી દયા – ભિક્ષા માગે છે, આંખમાં જળ આવે છે તે લૂછી નાખી શૂન્ય નજરે કોઈને જાણે દેખવા મથે છે – કશું જ દેખાતું નથી; અસ્પષ્ટ જીભ માત્ર બે શબ્દો અસ્ફૂટ સ્વરે ઉચ્ચારી રહી જાય છે. ૧૪

હાય રે! જેની ખાતર ચોરી કરું એ જ મને ચોર કહે! ૧૩



'જેને રૂપ છે તે દેખાડશે જ. જેને ગુણ છે તે પ્રકટ કરશે જ. જેના હૃદયમાં પ્રેમ છે, તે પ્રેમ કરી જાણે છે—તે પ્રેમ કરશે જ. માધવીલતા રસાળ વૃક્ષનું અવલંબન કરે એ જગતનો નિયમ છે. ૧૪



પરિણામને ઉપાય માનવાની ભૂલ કરીશ નહિ. ૧૬



'સંસારમાં જેટલાં પાપ છે તેમાં સૌથી મોટું પાપ મનુષ્યની દયા ઉપર જુલમ કરવાનું છે.' ૧૬



અનુમાનની વિરૂદ્ધ કંઈ દલીલ હોઈ શકે? ૧૬



જેઓ એટલા સંકુચિત અને સ્વાર્થપર છે કે યથાર્થ કલ્યાણ શામાં છે તે આંખ ખોલીને જોતાં પણ એમને આવડતું નથી, શિક્ષણના અભાવે જેઓ એટલા આંધળા છે કે કોઈ પણ ઉપાયે પડોશીના બળનો નાશ કરવો એને જ પોતાનું બળ વધારવાનો શ્રેષ્ઠ ઉપાય માને છે, ભલું કરવા જતાં પણ જેઓ સંશયથી ભડકી ઊઠે છે, તેઓની ઉપર રીસ કરવી, એના જેવો ભ્રમ બીજો કોઈ હોઈ ન શકે. ૧૬



અગ્નિ સળગે છે, પછી એ એમ ને એમ હોલવાતો નથી. તેને બળજબરીએ હોલવીએ તો આસપાસની વસ્તુઓને તપાવતો જાય છે. ૧૬



જ્યાં અભિમાનની કશી કિંમત નથી ત્યાં અભિમાન પ્રગટ થઈ જાય, એના જેવી સંસારમાં બીજી વિડંબના ભાગ્યેજ કોઈ હશે. ૧૬



છુપાવ્યે કંઈ દર્દ મટવાનું નથી. ૧૬



કોયલાને ધોઈને તેનો રંગ બદલી શકાતો નથી, તેને તો અગ્નિમાં બાળવો પડે છે. ૧૬



'જૂઠી વાતને ઉખેળી તેને જાગતી કરવાથી તેનું આવરદા વધી જાય છે. પોતાની અસહિષ્ણુતાથી તેનું આવરદા વધારવું, એના જેવાં પાપ બીજાં ઓછાંજ હશે.' ૧૬



લુહારની ધમણના મોં આગળના કોલસા જેવી રીતે જોરથી ભડભડ સળગી ઊઠી આખરે રાખ થઈ જાય છે, તેવી રીતે (દુઃખ, દૈન્યથી અને અનાહાર તથા અપમાનના અસહ્ય આઘાતથી) પ્રજળતા મગજની આગળ અતુલ અમૂલ્ય હૃદય સળગી, પ્રજળી ખાખ થઈ જાય છે. ૧૭



પારકાને પોતીકાએ કરી શકાય, પારકોય કરી શકાય. પણ જે પોતીકા હોય, તેને કોણ કદી પારકા કરી શકયું છે? ૧૮



અતિ દુઃખના વખતે જ્યારે માણસ આશા અને નિરાશાનો કંઈ પાર પામી શકતો નથી ત્યારે તેનું નબળું મન બીકનું માર્યું

આશાની દિશાને જ ખુબ મજબૂત રીતે વળગી રહે છે. જેમાં પોતાનું હિત સમાયું હોય તેની જ તે આશા રાખે છે. ઇચ્છાએ કે અનીચ્છાએ એ દિશા ભણી જ તે આતુરતાપૂર્વક મીટ માંડી રહેવા ચાહે છે. ૧૯



ઊંઘમાં સૂતેલાને કોઈવાર ઓચિંતાનો પક્ષાઘાત થઈ જાય છે અને ઊંઘ ઊડી જતાં તેને પોતાનાં અંગો ઉપર કશો અંકુશ જણાતો નથી, ચકિત અને મૂઢ બની ગયેલું એનું મન તરત સમજી પણ શકતું નથી કે મારું જન્મનું સાથી અને સદાનું સેવક આ અંગ આજે પૂછવા છતાં કેમ કંઈ બોલતું નથી! પછી ધીરે ધીરે એને વસ્તુસ્થિતિની કલ્પના થવા માંડતાં, હળવે હળવે એને ભાન થાય છે કે હવે આ અંગ ઉપર મારો કોઈ રીતે કશોયે અધિકાર નથી રહ્યો!

(જેમ શરીર પ્રત્યે, તેમ સંસાર પ્રત્યે પણ માણસને આવો અનુભવ થાય છે.) તે વખતે ક્રોધ કરવો કે રીસ કરવી એ શોભા નથી, જૂનો અધિકાર યાદ કરવો એ પણ ત્યારે ભૂલભરેલું છે. ૧૯



'પ્રેમ કર્યા પછી ખાલી હાથે પાછા ફરવામાં બહુ દુઃખ છે. અને વળી કોઈને સ્વજન ગણી પ્રેમ કરવા માંડવો એના જેવું દુઃખ દુનિયામાં બીજું કોઈ નથી.' ૧૯



બધી ચિંતાઓ એક જાતની નથી હોતી. જેને કંઈ આશા હોય તે અમુક રીતે ચિંતા કરે છે અને જેને કંઈજ આશા નથી હોતી તે બીજી જ રીતે ચિંતા કરે છે.

પહેલી ચિંતામાં જીવનનું સુખ છે, સંતોષ છે, દુઃખ અને

ઉત્કંઠા છે, તેથી એ માણસને થકવી નાખે છે—એ લાંબો વિચાર કરી શકતો નથી.

પણ આશાહિનને નથી હોતું સુખ કે દુઃખ કે ઉત્કંઠા, અને છતાંયે તેમાં તૃપ્તિ તો હોય જ છે. એની આંખોમાંથી આંસુ પણ પડે છે, એનામાં ગંભીરતા પણ હોય છે, પણ એ ચિંતા રોજરોજ એના મર્મને છેદ્યા નથી કરતી. હલકાં વાદળાંની જેમ એ ચોગરદમ દોડચા કરે છે. જ્યાં પવનનો સપાટો નથી લાગતો ત્યાં સ્થિર થાય છે, અને જ્યાં સપાટો લાગે છે ત્યાંથી ખસી જાય છે, તન્મય મન ઉદ્વેગહિન ચિંતામાં એક પ્રકારની સાર્થકતા અનુભવે છે. ૧૯



પોતાને લાભ ગેરલાભ કશો ન હોય, તોયે ઘણા ઘણા રૂપિયા એક માણસ બીજાને આપે એ જોઈને ઘણી સ્ત્રીઓનાં મન પ્રસન્ન રહી શકતાં નથી. ૨૦



ગરમીની ઋતુમાં સુકાયેલું ઘાસ, જેમ વરસાદના એક જ છંટકાવથી ફરી હરિયાળું બની જાય છે, તેમ નિર્જીવ બની ગયેલી આશા કોઈ વાર અંકુરિત બને છે. ૨૨



જે માણસ હીરાને છોડીને કાચ લે છે, તેને પાછળથી અતિશય પસ્તાવો થાય છે. ૨૨



સંપૂર્ણ અવિશ્વાસ કરવા કરતાં કંઈક વિશ્વાસ રાખીને દારૂણ દુશ્ચિંતામાંથી છૂટકારો મેળવવાની સૌને ઈચ્છા થાય એ સ્વાભાવિક છે. ૨૩



દુનિયાદારીના માણસો સાંસારિક વાતોચીતોની વેળાએ હાસ્ય તમાશાને ખૂબ દૂર હડસેલી દે છે. ૨૩



બધાં સુખને એક ચોક્કસ સીમા હોય છે. ૨૪



કેવી રીતે કોનું ચારિત્ર્ય સુધરી જાય છે એ કોઈજ જાણતું નથી. ૨૪



કડવી વાતનો એ સ્વભાવ જ હોય છે કે એ પોતાના જ ભારથી સખતમાં સખત બની જાય છે. ૨૪



માણસે નિખાલસ ભાવે કહેલા શબ્દો છૂપા રહી શકતા નથી. ૨૪



પોતાનું એવું એક પણ માણસ જો ઘરમાં ન હોય તો જીંદગી અકારી થઈ પડે, ખાસ કરીને પાછલી અવસ્થામાં. ૨૪



માછલી ખોરાકની તરફ જ કૂચ કરી રહી છે. ઓચિંતો કાંટાવાળી લોટની ગોળી ગળી જાય તો નવાઈ જેવું નથી. ૨૪



કટ્ટરપણું તો બધા જ વિષયોમાં ખરાબ હોય છે. ૨૪



અંધારામાં જ તર્ક કે લડાઈ જમાવવાની હિંમત ચાલતી નથી. ૨૪



આજનું સામાન્ય માનસ જ એવું છે. ગંદકીને દબાવી દેવાથી એ નીકળી ગઈ એવા ભ્રમમાં આપણે કામ કર્યા કરીએ છીએ, એટલું જ નહિ, પણ ઊલટું સ્વચ્છતાનો મિથ્યા સંતોષ પણ લઈએ છીએ. ૨૪



જે સાચો હોડી હાંકનાર છે તે તો પાણી જોઈને જ કહી દેશે કે એ કેટલું ઊંડું છે. ૨૪



અત્યંત વિનયપૂર્વક ભૂલ કબૂલી લેવાથી સામા માણસનો ક્રોધ બેહદ વધી જાય છે. ૨૪



નિર્બળ પ્રકૃતિના માણસોનો સ્વભાવ જ એવો હોય છે કે કાલ્પનિક માનસિક વેદના અને અસંગત અભિમાનભર્યો રોષ લઈને તેઓ ધીરે ધીરે નીચે ઊતરતા જાય છે. ૨૪



જે લોખંડના દરવાજા એક વખત બંધ થઈ ગયા છે એને ઉઘાડવાની તાકાત દુનિયામાં કોઈની નથી. ૨૪



એક જ રાતમાં માણસ પ્રયત્ન કે દેખાવ વગર કેટલો દૂર જતો રહે છે! ૨૪



કેટલીક વખત એક મૂંગી દૃષ્ટિ, પળવારનું એક સમર્થ મૌન જીંદગીનું દર્દ મિટાવી દે છે. ૨૫



કેટલાક માણસો એવા હોય છે, જેઓ કોઈપણ સ્થિતિમાં વિચલિત થઈને ગુસ્સે થઈ થવું એને નિર્બળતા માને છે. ૨૫



જો કોઈ પોતાનું ભૂંડું કરી બીજાનું ભલું કરવા ન ઇચ્છે તો એને દોષ ન દેવાય. ૨૫



માણસ સંકટ સમયે જેને એ પોતાનો માને છે એની જ પાસે દોડી જાય છે. ૨૫



આનંદ પછી વિષાદની અસર જીવન પર કેટલી ઘેરી અને વ્યાપક થાય છે! ૨૫



(બે નાનકડા શબ્દો પણ) ધૈર્યના બંધમાં ઉંદરની પેઠે રાત દહાડો બખોલ પાડી અંદર નદીનું પાણી પેસાડી ખૂબ ઊંડે સુધી ભૂવો કરી નાખી શકે છે. તે પછી ક્યારે કેવી યે રીતે તે બંધ નીચે ધસી પડે છે તે કહી શકાતું નથી. ૨૭



'કેટલાક માણસોને કેમે કરી રીસ ચઢતી નથી, તેઓ રિસાઈ શકતા જ નથી! દુનિયા એમના ગુણ ગાય છે ખરી, પણ મને તો એમની નિંદા કરવાનું જ મન થાય છે.' ૨૭



'નિર્બળતામાં કદાચ કંઈ ગુણ હોય પણ ખરો, પણ દોષ જ વધારે તો છે.' ૨૭



કેટલાયે લોકો ગાયન-વાદન કેવું ય સરસ ચાલતું હોય છતાં ધ્યાન દઈને સાંભળી શકતા નથી! ૨૭



અનુભવીઓ કહી ગયા છે કે અસંભવિત વસ્તુ આંખે દીઠી હોય છતાં પણ કહેવા બેસવું નહિ. કારણ કે, અજ્ઞાની લોકો તે માનવા તૈયાર હોતા નથી. ૨૭



કયો નશો પીવાથી જળ-સ્થળ, આકાશ-પાતાળ બધું લાલ લાલ દેખાય છે, અને સમસ્ત ચૈતન્યમય જગત કેવી રીતે ચૈતન્ય ખોઈ બેસી જડ લોહચુંબકના કકડા પેઠે કેવળ તે જ એક દિશાએ ઝૂકી પડવા માટે પળે પળે ખેંચાઈ રહે છે, એ બધાને નહિ સમજાય. ૨૭



મુસાફર જેમ ઝાડ હેઠળ રાંધી, ખાઈ, હાંડી પાછળ ફેંકી દઈ આગળ ચાલ્યો જાય છે, અને પછી પાછું વળીને જોતો પણ નથી કે હાંડી ભાંગી ગઈ છે કે સાજી રહી છે, એવી જ રીતે સંસારમાં સેંકડે નવ્વાણું માણસો મા સરસ્વતીની પાસેથી કામ કાઢી લઈ, મા લક્ષ્મીના રાજમાર્ગ પર નિર્મળ ભાવે તેમને ફેંકી દઈ ચાલવા માંડે છે—પાછળ નજર સરખીયે કરીને જોતા નથી કે એ જીવતી રહી કે મરી ગઈ! ૨૭



તમે જુવાન છો; આખું જગત તમારા સુખને જ માટે છે. પરંતુ કહો જોઉં, તમારે કોઈને એવો વખત આવ્યો નથી, જ્યારે જીવ સાચે સાચ ભારે ભારે લાગતો હોય! જ્યારે જીવનો દરેક અંકોડો શિથિલ થઈને કલાન્તભાવે ઢળી પડવાની તૈયારીમાં હોય? ૨૮



એકને સુખ થાય, તેથી બીજાને કદાચ સુખ ન પણ થાય. ૨૮



બાર તેર વર્ષના છોકરાના હાથમાંથી કોઈક નિર્દય અરસિક વકીલ તેની અડધી વાંચેલી કુતૂહલપૂર્ણ નોવેલ છીનવી લઈ સંતાડી દે તો બિચારા બાળકની કેવી સ્થિતિ થાય? અંદરનો પ્રાણ, એ શુષ્કમુખ શંકાશીલ બાળકને કેટલી વ્યગ્રતાપૂર્વક એક ઓરડેથી બીજે ઓરડે ભટકતો કરી મૂકે! બીતી બીતી એ તીવ્ર આંખો માત્ર પેલી પ્રિય વસ્તુ શોધી કાઢવા કેવી વ્યાકુળ બની જાય! અને જાણે કોઈકની ઉપર ગુસ્સો કાઢવા કેવી તલપાપડ થઈ જાય! ૨૮



દરેક વાતની હદ હોય છે. સ્વર્ગે ગયેલાંઓ ઉપરના પ્રેમની પણ એક ચોક્કસ હદ હોય છે. જો હદ વટાવી જઈશ તો દુઃખી થઈશ, કોઈ બચાવી શકશે નહિ. ૨૮



ધોધમાર વરસાદમાં એક સગવડ છે; એથી આકાશ સ્વચ્છ થઈ જાય છે. પરંતુ ઝરમર ઝરમર પડતા વરસાદથી વાદળાં વીખરાતાં નથી. માત્ર પગ નીચે કાદવ અને ચારે દિશામાં ગમગીની જામી જાય છે. ૨૮



નાટકની રંગભૂમિ ઉપર જેમ પહાડ, પર્વત, વાવાઝોડું, પાણી વગેરે આંખના પલકારામાં ઊડી જાય અને એક ભવ્ય રાજમહેલ ક્યાંકથી આવી પડે અને માણસોનાં દુઃખ અને ગરીબીનાં બધાં ચિહ્નો સુખ સંપત્તિમાં ફેરવાઈ જાય, (એવું જ માણસના મનમાં પણ કોઈવાર બને છે.) ૨૮



ફોટોગ્રાફ બોલી શકતો નથી, બોલી શકતો હોત તો શું કહેત ? ૨૮



બળ્યાં આંસુને તે કંઈ વિવેક હોય છે ? ૨૮



દુનિયામાં મોટે ભાગે એવું જ જોવામાં આવે છે કે એક સામાન્ય કારણમાંથી ખૂબ મોટું અનિષ્ટ જન્મે છે. શૂર્પણખાના જરાક અમથા ચિત્તચાંચલ્યને કારણે જ સોનાની લંકા ધૂળમાં મળી ગઈ! કેવળ જરાક અમથા રૂપની લાલસાને લીધે જ આખા ટ્રોય નગરનો ધ્વંસ થઈ ગયો! મહાનુભાવ રાજા હરિશ્ચંદ્ર અત્યંત સામાન્ય કારણને લીધે જ કેવા વિપત્તિમાં આવી પડયા હતા ! ૨૮



મનોરથ પૂરા થતા નથી. પૂરા થાય એવી ઈચ્છા પણ હોતી નથી. શો મનોરથ છે એ પણ બરાબર સમજી શકતા નથી, તોપણ અધીરું હૃદય કોઈ એક અતૃપ્ત આકાંક્ષા માટે આખો વખત હાહાકાર કરી ઊઠે છે. શું થાય છે, અને શાને કાજે અદૃશ્ય ગતિ આ લક્ષ્યહીન પ્રદેશમાં પગલાં ભરે છે, કેમે કર્યો એનો નિર્ણય કરી શકાતો નથી. ૨૮



આપણા હૃદયની વ્યથા જાણી કોઈને વ્યથા થાય, આપણા દુઃખમાં કોઈ સમભાવ બતાવે, દુઃખની કહાણી જો કોઈ મમતાપૂર્વક સાંભળે તો મને લાગે છે કે તેના જેવો મિત્ર આ દુનિયામાં બીજો કોઈ નથી. ૨૮



પાપ જો મરી જાય તો પાયશ્ચિત કરશે કોણ? ૨૮



માણસને જે ચીજ મળતી નથી એ જ એની વહાલામાં વહાલી ચીજ બની જાય છે. મનુષ્યસ્વભાવ જ એવો છે. તમને અશાંતિ છે, એટલે શાંતિ શોધતા ફરો છો; હું શાંતિ ભોગવું છું, છતાં પણ ક્યાંકથી જાણે અશાંતિ શોધી કાઢું છું. ૨૮



વર્ષાઋતુમાં પતંગિયાં જેમ એકદમ ઘર ભરી દે છે તેમ માણસનું મન કોઇવાર અસ્વસ્થતાથી ભરાઈ જાય છે. ૨૮



ઊંઘમાં સ્વપ્ન સહન થઈ શકે છે, કારણકે અસહ્ય થતાંની સાથે જ ઊંઘ ઊડી જાય છે. પરંતુ જાગ્રત સ્વપ્ન જોવામાં તો શ્વાસ રૂંધાઈ જાય ને છતાં કેમે કર્યું પૂરું પણ ન થાય, ઊંઘ પણ ન ઊડી જાય! મનમાં થાય આ તે સ્વપ્ન કે આ તે સત્ય? ૨૮



દુનિયામાં એવા એક જાતના માણસો હોય છે જેમનામાં બીજાને વિષે મત આપવા જેટલી બુદ્ધિ જરીકે હોતી નથી, પણ એક એવી સ્વાભાવિક બુદ્ધિ એમનામાં હોય છે કે એની ઉપર આધાર રાખી તેઓ રહી શકે છે, અને પોતાને માટે બીજા પાસેથી સલાહ લેવાનું કશું પ્રયોજન એમને જણાતું પણ નથી. ૨૮



બંદૂકની ગોળી વાગતાં વનનું પંખી ધરતી છોડીને આકાશમાં દોડી જવા તનતોડ મહેનત કરે છે, પરંતુ આકાશને એની કશી પડી નથી એમ સમજતાં એ આશ્રયવિહીન મરણને કાંઠે ઊભેલું પંખી આખરે તો ચિરદિનની આશ્રયદાતા પૃથ્વી માતાની છાતીએ વળગી રહી પ્રાણત્યાગ કરે છે. ૨૮



દોષ કાઢવો એ માણસનો સ્વભાવસિદ્ધ ભાવ છે. જે માછલી છટકી જાય છે તે જ કંઈ ઓછી મોટી હોય છે? ૨૮



મનુષ્યનું મન દરેક સમયે બરાબર એક જ સરખું રહેશે એવું કોઈ કહી શકતું નથી. ખાસ કરીને યુવાવસ્થામાં મન સદાસર્વદા વશ રાખવાનું ઋષિમુનિઓથી પણ બન્યું નથી. ૨૯



સ્વામીના જીવતાં જે સ્ત્રી નિર્ભય રીતે પચીસ વર્ષ તેની સાથે એકલી ઘર માંડીને રહી, તે સ્ત્રી સ્વામીનું મૃત્યુ સહન કરશે, પરંતુ સ્વામીનું મૃતશરીર અંધારી રાતે પાંચ મિનિટ માટે પણ તે સ્ત્રીથી નહિ સહેવાય; છાતી જો કશાથી પણ ફાટશે તો તે આ મૃત સ્વામીની પાસે એકલી બેસવાથી. ૨૯



'લજ્જાની પેઠે અહંકાર પણ બાઈ માણસનું ભૂષણ છે ખરું, પણ હદ બહાર જવાથી એ ભૂષણ અભૂષણ બને છે.' ૨૯



હાય રે! માણસ મરવા પડે તોપણ અહંકાર છોડવા માગતો નથી! ૨૯



ફક્ત કર્તવ્યબુદ્ધિના જોરે અથવા લાંબા સમય સુધી સાથે ઘર માંડીને રહી છે તેટલા માત્રથી જ શબની સાથે રહેવાના ભયને કોઈ પણ સ્ત્રી દૂર ન કરી શકે. એ એક જુદી જ શક્તિ છે, કે જેની ઘણાં પતિપત્ની સો સો વર્ષ એક સાથે ઘર કરીને રહ્યા પછી પણ કદાચ ગંધમાત્ર પણ મેળવી શકતાં નથી. ૨૯



અમૃતમાં ઝેર, સુખમાં દુ:ખ, પ્રેમમાં વિરહ હોય છે, એ તો સનાતનકાળથી પ્રસિદ્ધ જ છે. ૨૯

'ગુનાનું કારણ શોધવા જઈએ તો ઘણી બાબતમાં મોંમાં આંગળાં નાખવાં પડે છે. ૩૦

તોફાન વસ્તુ એક નશા જેવી છે. ન મળે તો દુ:ખ થાય, શરીરને ચેન પડે નહિ. ૩૦

'વાઘની સામે બે હાથ જોડી ઊભા રહેવામાં લાભ શો? જીવ તો જવાનો તે જાય જ, અને અપમાન થાય તે વધારાનું.' ૩૧

પૂરના સપાટામાં માટીનો બંધ જ્યારે તૂટવા માંડે છે ત્યારે તેની નજીવી શરૂઆત જોઈને એમ થતું પણ નથી કે અખંડ જળધોધ આટલા થોડા વખતમાં જ આટલું ભયંકર અને વિશાળ રૂપ લઈ લેશે. (બરાબર એવું જ માણસનું પણ બને છે.) ૩૧

મનથી છૂપું પાપ નથી. ૩૩

સ્નેહ–માયા–દયા વગેરે હોવા છતાં પણ માણસો અહિત કરી શકે છે, અને પરમ આત્મીય થઈને પણ પરમ શત્રુની પેઠે જ દુ:ખ દઈ શકે છે. ૩૩

જેલના કેદીઓની પાસેથી પણ જો સારૂં કામ કઢાવી લેવું હોય તો તેમની બેડીઓનો ભાર હલકો કરવો જોઈએ. ૩૩

રોજ દવા લાવવી ને પીવી, અને દાક્તરોનાં બિલ ભર્યા કરવાં — એટલાથી જ કંઈ દરદી સાજો થઈ જતો નથી. 34



અગ્નિને ઢાંકીને બતાવવાથી પહેલાં કોઈ ભુલાવામાં પડે, પણ એ ભૂલ કંઈ ઝાઝો વખત નહિ ટકે. અગ્નિ પોતે જ પોતાની ઓળખ વહેલી મોડી પણ આપી દે છે. 34



સોનાને પિત્તળ કહેવાની ભૂલ હમેશાં કોઈ નહિ કરે ! 34



પ્રેમના પવિત્ર ધનને ખરેખર કોઈ પોતાને જ હાથે આફતમાં નાખે નહિ. 34



માણુસના જીવનમાં એક એવી વસંત ઋતુ આવે છે જ્યારે નરનારીનું સ્વેચ્છામિલન, તન અને મનને અપૂર્વ રસ અને રંગથી રંગી નાખે છે ! 34



ઘણી વખત અનીચ્છાએ જમવું એ મરણ કરતાંયે અધિક દુ:ખકર થઈ પડે છે. 34



અનીચ્છાએ કંઈ કામ કરવામાં આવે ત્યારે કાંતો આંખો બંધ કરીને રહેવું પડે કે પછી ભારે નુકસાન વેઠવું પડે. 34



મનની ગાંઠ કાપી નાખ્યા વગર ઈશ્વરે કેવી રીતે સ્વીકાર કરે ? 35



લોકો કહે છે કે થોડા શોકમાં જે હામ હારી જાય તે ભારે શોકને નોતરે છે. ૩૫



ખોટું ધારીને તમે જે વસ્તુ છોકરાંથી છુપાવી રાખવા મથશો તેની તરફ તેનું કુતૂહલપ્રિય મગજ બમણા વેગથી ઢળવાનું છે. જે લોકો મોટા છે, સંસારના માર્ગમાં આગળ વધેલા છે, એમનું કર્તવ્ય છે કે નાનાઓનો માર્ગ એમણે ભાંગી પીસીને સરખો કરવો. એથી ઘણો ઉપકાર થશે. એમ થવાથી, પાછળ આવતા નાનાઓના પગ બહુ ઓછા ખાડામાં પડશે! ૩૫



ઘોર વિપત્તિના મુખમાં માણસ કદી પણ છાતી કાઢી એકલો ઊભો રહી શકતો નથી. કોઈ સોબત મેળવી દુ:ખનો અડધો ભાગ વહેંચી નાખવાનું તેને મન થાય છે. સહાનુભૂતિને માટે તેના પ્રાણ તરફડાટ કરવા માંડે છે. તેથી નિકટના સ્નેહીના સ્નેહકોમળ બાહુ-બંધનમાં તે હૃદયના ઊના ઉચ્છ્વાસ ઠાળી દેવા ચાહે છે. બદલામાં અનંત શાંતિસુધા પામવાની તેને આશા હોય છે. પરંતુ એ નિકટનું સ્વજન જ જો મોં ફેરવી બેસે તો પછી એને કશાનું ભાન રહેતું નથી. પછી એ કોઈ સ્નેહકરૂણ આશ્રયની ખોળમાં પોતાનું પારકું જોતો નથી, શત્રુ કે મિત્ર સમજતો નથી. ૩૫



રીસ પછીનું મિલન, મિલન પછીનો આનંદ, તિરસ્કાર પછીની વિરલ સ્નેહધારા — આ જ નિયમથી આ મર્ત્ય જગત ઘડાયું લાગે છે. માણસના કડવા મનમાં તૃપ્તિનો એક પ્રવાહ વહેવડાવવાની ઈશ્વરની આ એક અપૂર્વ કળા છે. નહિ તો આ પૃથ્વીનું કારાગૃહ અસહ્ય બની જાય! ૩૫



આ બ્રહ્માંડમાં જે જેટલું ગંભીર, જેટલું અચિન્ત્ય અને જેટલું સીમાહીન — તે તો તેટલું અંધકારમય જ છે. અગાધ મહાસાગર શાહી જેવો કાળો છે; અગમ્ય ગહન અરણ્ય ભીષણ અંધકાર છે. સર્વ લોકનો આશ્રય, પ્રકાશનોયે પ્રકાશ, ગતિની ગતિ, જીવનનું જીવન, સકળ સૌન્દર્યનો પ્રાણપુરુષ પણ મનુષ્યની આંખ આગળ નિબિડ અંધકારમય છે! પરંતુ એ શું રૂપના અભાવને લીધે?

જેને જાણતો નથી, સમજતો નથી, — જેના અંતરમાં પ્રવેશનો માર્ગ દેખાતો નથી — તેય તેટલું અંધકારમય છે. તેથી જ મૃત્યુ માણસની આંખે આટલું કાળું છે, તેથી જ તેનો પરલોકનો માર્ગ આવા દુસ્તર અંધકારમાં ડૂબેલો છે. તેથી જ રાધાની આંખોમાં ભરેલું જે રૂપ પ્રેમના પૂરમાં જગતને ડુબાડી ગયું તે પણ ઘનશ્યામ હતું! ૧



કાળાશમાં આટલું રૂપ હશે એવું તો હું કદી પણ જાણતો નહોતો. એટલે કદાચ, મૃત્યુ પણ કાળું હશે, પણ કુત્સિત નહિ હોય; એક દિવસ જ્યારે તે મને મળવા આવશે ત્યારે કાં તો તેના એવા ભરપૂર સુંદર રૂપથી મારી આંખો ભરાઈ જશે, અને એ મિલનનો દિવસ કદાચ આજે જ આવી બને, તો પણ 'હે મારા શ્યામ! હે મારા સમસ્ત દુઃખ ભય અને વ્યથાના સંહારક અનંત સુંદર! તું તારા અનાદિ અંધકારથી મારાં અંગેઅંગ ભરી દઈને

મારી આ આંખોની દૃષ્ટિમાં પ્રત્યક્ષ થા. હું તારા આછા અંધતમસાવૃત નિર્જન મૃત્યુમંદિરના દ્વારે તને નિર્ભયપણે વરણ કરી મહા આનંદપૂર્વક તારું અનુસરણ કરીશ. ૧



મને લાગે છે કે જેને ભગવાન પોતાની વિચિત્ર સૃષ્ટિની બરાબર મધ્યમાં ખેંચે છે, તેને તે કદાચ ડાહ્યો છોકરો થઈને પરીક્ષાઓ પાસ કરવાની સગવડ પણ નહિ આપતો હોય; ગાડી કે પાલખીમાં બેસીને બહુ લાવલશ્કર સાથે સફર કરી આવીને તેને 'વૃત્તાંત' નામ આપી છપાવવાની વૃત્તિ પણ નહિ આપતા હોય! થોડી ઘણી બુદ્ધિ કદાચ તેને આપતા હશે, પરંતુ વ્યવહારકુશળ લોકો તેને સુબુદ્ધિ કહેતા નથી. એથી તેનાં બધાં કામો એવાં તો અસંગત, ધડા વગરનાં અને જોવાની વસ્તુ તથા ઇચ્છા સ્વાભાવિક રીતે જ એવાં વિચિત્ર થઈ પડે છે કે તેનું વર્ણન કરવા જતાં બુદ્ધિશાળી લોકો તો હસી હસીને ગાંડા થઈ જાય! ૧



દુનિયામાં શું લાભાલાભ એ જ મહત્ત્વની વસ્તુ છે? માયા, મમતા, પ્રેમ શું કંઈ જ નથી? ૧



હે ભગવાન! પૈસો ટકો, ધનદોલત, વિદ્યાબુદ્ધિ તો તું છૂટે હાથે તારા અક્ષર ભંડારમાંથી આપે છે એ હું જોઉં છું, પરંતુ આવડા મોટા મહાપ્રાણ આજ સુધીમાં તું યે કેટલા આપી શક્યો છે? ૧



વૃંદાવનનાં વનેવને એ કિશોર કિશોરીએ ખેલેલી અપરૂપ લીલા સદાની પુરાતન અને છતાં સદાની નૂતન છે. વેદાન્ત પણ એની

આગળ ક્ષુદ્ર છે, મુક્તિ પણ એની સરખામણીમાં સિંધુ આગળ બિન્દુ સમાન તુચ્છ છે. એવી એ લીલાનો પાર કોણ પામી શક્યું છે ? નથી પામી શક્યું અને પામી શકાય એમ પણ નથી. ૧



ખરેખર નકામું એવું તો કોઈ જ વસ્તુનું અસ્તિત્વ આ વિશ્વબ્રહ્માંડમાં નજરે પડતું નથી. સોનાને પિત્તળ કહીને સમજાવવું એ પણ નકામું છે ને સમજવું એ પણ નકામું છે. પરંતુ એમાં સોનાને યે શું ને પિત્તળને યે શું ? સોનું સમજીને એને પેટીમાં પૂરી રાખવાથી પણ એના ખરેખરા મૂલ્યમાં કશું વધતું નથી, અને પિત્તળ સમજી ઘા કરી બહાર ફેંકી દેવાથી પણ એની કિંમત ઓછી થતી નથી. તેને નકામું કહેવા માટે તમારા સિવાય બીજું કોઈ જવાબદાર થતું નથી કે દરકારે કરતું નથી. ૧



'મડદાને વળી જાત કેવી ? આ જેવી આપણી હોડી — એને કંઈ જાત છે ? આંબાનું કે જાંબુનું, ગમે તેનું પાટિયું હોય, પણ આજે એને સહુ હોડી કહેશે; આંબો કે જાંબુડો કોઈ નહિ કહે.' ૧



હેતુ છુપાવીને કામ કરવાનું જે જાણતો જ નથી, તેના હૃદયનું વૈયક્તિક વેરવિખેર રહેલું સત્ય કોઈ અજાણ્યા નિયમને વશ વર્તીને વિશ્વવ્યાપી વ્યવસ્થિત પરમ સત્યનું દર્શન પામીને, અનાયાસે અતિ સહજ રીતે એ પરમ સત્યનેપોતાની અંદર ખેંચી આણી શકતું હશે. ૧



નિષ્કપટ સહજ સ્વાભાવિક બુદ્ધિ જ દુનિયામાં ચરમ અને પરમ બુદ્ધિ છે. એથી અધિક કોઈ જ નથી. ૧



આ બધી વિશૃંખલ ઘટનાઓ મારા મનમાં આવી વ્યવસ્થિત રીતે કોણે ગોઠવી રાખી હશે? હું જેવી રીતે કહું છું તેવી રીતે તે બધી એક પછી એક બનેલી નથી, તેમ એ સાંકળના બધા યે અંકોડા સલામત પણ નથી, તેમ છતાં સાંકળ તુટી ગઈ નથી. તો પછી એ બધાને નવેસરથી કોણ સાંધી રાખે છે? ૧



મનથી છૂપું કંઈ પાપ નથી. ૧



ગમે તેટલું સમજું ને સમજાવું તોયે શું, પણ મરણ પછી પણ આપણને અજ્ઞાત એવું કંઈક રહે છે એ સંસ્કાર હાડમાંસમાં જડાઈ ગયેલા છે. જ્યાં સુધી હાડમાંસ છે, ત્યાં સુધી એ પણ છે. ૧



'મારા હૃદયની કસોટી પર સાચા સુવર્ણનો કસ થયેલો છે, ત્યાં પિત્તળની દુકાન ઉઘાડવાથી કોઈ ઘરાક નહિ આવે.' ૧



જે આંખે દેખાતું નથી તે નથી જ એવું છાતી ઠોકીને કોણ કહી શકે તેમ છે? ૧



જગતમાં પ્રત્યક્ષ સત્ય જો કંઈ હોય તો તે મરણ છે. ૧



આ જીવનવ્યાપી સુખદુઃખ, શુભઅશુભની સ્થિતિ જાણે આતશબાજીના વિચિત્ર સાજસરંજામની પેઠે કેવળ કોઈ એક વિશિષ્ટ દિવસે બળીને ખાખ થવાને માટે જ આટલા યત્ન અને આટલા કૌશલ્યથી ઘડાઈ રહી છે. તો પછી મૃત્યુની પેલી પારનો ઈતિહાસ જો કોઈ ઉપાયે સાંભળી લેવાય તો તેના કરતાં વધારે લાભ બીજો

શો છે?—ભલે એ વિશે જેને જે કહેવું હોય તે કહે, જેમ કહેવું હોય તેમ કહે! ૧



ચૈતન્યને જોર કરીને પકડી રાખવાથી તે કોઈક રીતે ટકી રહે છે, પૂરેપૂરું જતું રહેતું નથી એ મેં બરાબર જોયું છે. ૧



સંન્યાસી જીવ સંબંધી હું એક વાત કહેવા માગું છું. તેમનામાં જે દોષ છે તે તો છે જ, હું તો ગુણની જ વાત કરીશ. કેવળ 'શોરા સારૂ શ્રાવક' તો તમે ઘણા જોયા હશે, પણ એમનામાંયે આ બે દોષ મને દેખાયા નથી: સ્ત્રીઓ સંબંધી એમનો સંયમ કહો કે ઉત્સાહનો અભાવ કહો, — એ ખૂબ વધારે છે, અને પ્રાણનો ભય એમને તદ્દન ઓછો છે. 'યાવત્ જીવેત્ સુખં જીવેત્' તો છે જ, પરંતુ શું કરવાથી લાંબું જીવાય એ ખ્યાલ નથી. ૧



મનુષ્યનું અંતર ઓળખી લઈ, તેના ઇનિસાફનો ભાર અંતર્યામી ઉપર નહિ રાખતાં માણસ જ્યારે પોતાને જ માથે લઈને કહે છે કે હું આવો છું, હું તેવો છું, આવું કામ હું મરી જાત તોયે ન કરત, — ત્યારે એ સાંભળીને હું શરમથી મરવા જેવો થઈ જાઉં છું. કેવળ પોતાને જ વિષે નહિ, પણ પારકાને વિષે પણ તેના અહંકારનો પાર નથી. એક વખત કોઈ સમાલોચકનું લખાણ વાંચી જુઓ — હસીને પેટ દુખવા આવશે. ૧



મનુષ્યનું અંતર અનંત છે એ શું કેવળ એક મોંની જ વાત છે! દંભ પ્રગટ કરતી વેળા શું તેની ફૂટી બદામ જેટલીયે કિંમત

નથી? તમારા કરોડો જન્મોની કેટલી અસંખ્ય કોટિ અદ્‌ભુત ઘિનાઓ આ અનંતમાં છૂપી રહેલી છે, અને એકાએક જાગૃત થઈ તમારી દૃષ્ટિ, તમારું લેખનવાચન, તમારો જ્ઞાન ભંડાર બધું યે એક પળમાં તે ભૂકો કરી નાખી શકે તેમ છે એ વાત શું કદી પણ યાદ આવતી નથી! અરે! એટલું પણ શું યાદ આવતું નથી કે અસીમ આત્માનું એ આસન છે! ૧



દુઃખને વખતે સગાં સંબંધી ન હોય એવાં સ્ત્રી પુરુષોની ઘનિષ્ટતા આપોઆપ જ ઝડપભેર વધતી જાય છે. ૨



દુઃખ પોતે અભાવ પણ નથી, અને શૂન્ય પણ નથી. ૨



પૃથ્વી પર કોઈ પણ દુષ્કર્મ ઝાઝા દિવસ સન્માન પામતું નથી. ૨



સાચેસાચો માણસ જ માણસોમાં મોટો છે, જન્મના હિસાબની કિંમત નથી. ૨



મેળવવા અને ખોવાથી પર એક સંબંધ છે. મને એ પર શ્રદ્ધા છે. ૨



સંસારમાં સારા થવાનો માર્ગ કોઈ કોઈનો રોકી રાખી શકતું નથી. ૨



ગામડા ગામમાં અને શહેરમાં પણ આજે યે દરરોજ હસવા જેવું કરતાં હોય એવાં અનેક શિક્ષિત અને અર્ધ શિક્ષિત માણસોની ક્યાં ખોટ છે? અને કેવળ ખાવા અભડાવાનું સાચવીને તમામ જાતનાં પાપમાંથી બચી ગયાનું માનનારા યે ક્યાં ઓછા છે? તો પણ એવું બને ખરું કે અહીં પુરુષની વાત સાંભળીને હસવું ન આવે, પણ સ્ત્રીની વાત સાંભળીને આવે. ૨



આમ પ્લેગના ઉંદરની પેઠે પાંજરામાં પુરાઈને માથું પછાડી પછાડી શું કરવા મરવું? ૨



આગ હોલવાઈ ગયા પછી એકલા પાણીથી એન્જિન ચાલતું નથી, એ તો સૌ જાણે છે. ૨



શા માટે માણસ જાણી જોઈને પોતાના જ આત્માનું અપમાન કરતો હશે? ૨



સત્ય કરતાં મોટી સંપત્તિ જગતમાં બીજી એકે નથી. એ સંપત્તિ ખોઈ બેસવાનું કદી પાલવે તેમ નથી, નહિ તો સાવ ભિખારી થઈ જવું પડશે. ૨



સત્ય જ્યારે સાચેસાચ માણસના હૃદયના ઊંડાણમાંથી નીકળી સામે આવી ખડું થાય છે, ત્યારે જાણે તે સજીવ હોય એમ લાગે છે. જાણે તેને હાડમાંસ છે, અને તેમાં પ્રાણ પણ દેખાય છે,—નથી કહીને તેનો અસ્વીકાર કરવા જતાં જાણે હમણાં તે હાથ ઠોકી બોલી ઊઠશે: ચૂપ મર! જૂઠા તર્કો લડાવી જૂઠી વાતો ઊભી ન કર. ૨

જે દોષ એક માણસને ધૂળભેગો કરી દે છે, તે જ દોષ કોઈ બીજો માણસ રમતમાં તરી જઈ ચાલ્યો જાય છે. એટલે બધા વિધિનિષેધ સૌને એક દોરડીએ બાંધી શકતા નથી. ૨



એક જ ઘરનાં રોગનાં જંતુ એક માણસને મારી નાખે છે, અને બીજાને સ્પર્શ પણ કરતાં નથી. ૨



આબરૂ છે એ જ તો માણસની ખરી મના છે. એ જ જો છોડી ન શકો તો ત્યાગની વાત મોઢે આણો છો શું કરવા? ૨



બદનામી ચીજ એવી છે કે લોકોને મિથ્યા બદનામીથી ડરતા રહ્યા વગર ચાલતું નથી. ૨



જે ઝેર પાંચ વરસના બાળકનો જીવ લે છે, તે જ ઝેર જો ત્રીસ વરસના માણસને મારી ન શકે તો એમાં કોનો દોષ? ૨



જેમની અંદર આગ સળગે છે, અને જેમની અંદર માત્ર રાખ વળી ગયેલી છે—તેમનાં કર્મોનું વજન એક કાટલે કરી શકાતું નથી. ૨



કોઈ કોઈવાર હું વિચારમાં પડી જાઉં છું કે માણસનું ઘડી ઘડીનું હલન ચલન સુદ્ધાં શું અગાઉથી નક્કી થયેલું હશે! ૨



માણસ પોતાના જ જેવા બીજા દુર્બળ અશક્ત હાથ ઉપર જીવનનો ભારે બોજો લાદી દેવાને બદલે, જો સમસ્ત બ્રહ્માંડનો ભાર વહેનાર પેલા બે હાથ ઉપર જ એ અખંડ વિશ્વાસનો ભાર લાદી દેવાનું શીખેલો હોત તો કેવું! ૨



મારા હૃદયમાં ગમે તે હોય, પણ બાહ્ય વ્યવહારમાં તે કોઈ પણ રીતે પ્રકટ થવા પામે તે યોગ્ય નથી. મારા મોંના શબ્દોમાં, મારી આંખની દૃષ્ટિમાં, મારા સમસ્ત આચરણમાં ક્યાંય પણ બારી મળતાં અંતરનો ક્ષોભ અને લાગણીનું એક બિંદુ સરખું બહાર આવી પડવું ન જોઈએ. ૨



મધ હોય એટલે મધમાખી આવી ભરાય — એ દેશ પરદેશનો વિચાર નથી કરતી. ૨



'દુઃખ સહન કરવામાં પણ કંઈક ઘેલછા હોય છે. મનુષ્યે અનેક યુગોની જીવનયાત્રા પછી એટલું જોયું છે કે કંઈ પણ ભારે ફળ, ભારે દુઃખ ભોગવ્યા વગર મળતું નથી. જન્મ જન્માન્તરના સંસ્કારને લીધે એ ભ્રમને એ સત્ય માની બેઠો છે કે જીવનની તુલાદાંડી પર એક તરફ જેટલું વધારે દુઃખ લાદવામાં આવે, તેટલું વધારે સુખ બીજી બાજુ ભેગું થતું જાય છે.

સુખને માટે દુઃખ સ્વીકારવું પડે છે એ વાત ખરી, પણ એથી ગમે તેમ કરીને દુઃખ ભોગવી લીધું કે પછી સુખ આવીને હાજર થાય જ છે એવું કંઈ નથી.' ૨



નામની જ તો બધી ઉપાધિ છે! એ સિવાય દુનિયામાં બીજું છે પણ શું? એક જૂઠાણામાં થઈને માણસની બુદ્ધિ, વિચાર અને જ્ઞાનનો પ્રવાહ બીજા કેવા મોટા જૂઠાણામાં વહેવડાવી દઈ શકાય છે એ તમને અજાણ્યું છે? ૨



જે ધર્મકર્મથી મન પ્રસન્ન થવાને બદલે ગ્લાનિના ભારથી હૃદય કાળું થઈ જાય, તેને ધર્મ તરીકે સ્વીકારી શકાય પણ કેવી રીતે? ૩



આ સંસારમાં જે કંઇ વિચાર કરવા જેવું હતું, તે બધાનો ત્રિકાળજ્ઞાની ઋષિમુનિઓ ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ ત્રણે કાલને માટે ઘણા વખત પહેલાં વિચાર કરી ગયા છે, દુનિયામાં નવેસરથી વિચાર કરવાનું ક્યાંયે કશું બાકી નથી!

પણ તેઓ જો દયા કરીને ફક્ત આપણા આ અંગ્રેજ રાજ્ય-અમલ પૂરતો વિચાર કરવાનું મોકૂફ રાખી ગયા હોત તો તેમને પણ અનેક દુરૂહ ચિંતાના બોજામાંથી રાહત મળત, અને આપણને પણ કદાચ આજે ખરેખર હાશ થાત. ૩



'ધર્મ પર જો સાચેસાચ પ્રેમ રાખીશ, તો એ જ તને રસ્તો દેખાડી દોરી જશે.' ૩



જેને લોભ નથી, જેને જરૂર નથી, તેને મદદ કરવા જવું એના જેવી મુશ્કેલી સંસારમાં બીજી કઈ છે? ૩



માણુસ એટલે એકલું તેનું શરીર નહિ જ! એક દિવસ જો એ શરીર ઉપર એણે કંઈ મેશ લગાડી હોય તો શું હું એ ડાઘને જ મોટું રૂપ આપીને જોયા! કરીશ!

માણસની અંદર જે પશુ રહ્યો છે તેની જ ભૂલ અને તેની જ ભ્રાન્તિ પરથી શું હું માણસનો નિર્ણય કરીશ અને જે દેવતાએ તમામ દુઃખ, તમામ વ્યથા, અને તમામ અપમાન મૂંગાં મૂંગાં સહન કરીને પણ આજે સસ્મિત મુખે તે બધાંમાંથી બહાર નીકળી આત્મદર્શન દીધું છે, તેમને બેસવાનું આસન શું હું ક્યાંયે બિછાની દઈશ નહિ? એ શું માણસનો સાચો ઇનસાફ કહેવાશે? ૩



માણસ જન્મ્યો તે મરે છે, કોઈ બે દિવસ વહેલો, કોઈ બે દિવસ મોડો, — એ હું સમજી શકું છું, પરંતુ આ જ નથી સમજાતું કે આવી સ્થૂલ વાત સમજવા માટે આટલી બધી શાસ્ત્રાલોચના, આટલી બધી વૈરાગ્ય સાધના અને આળ આટલા તત્ત્વવિચારની જરૂર માણસને શાથી પડે છે?

એટલે, માણસનું મરણ જોઈ મને બહુ આઘાત લાગતો નથી, મનુષ્યત્વનું મરણ જોઈ લાગે છે. ૩



ઐશ્વર્ય વસ્તુ એટલી ખરાબ છે કે એ પારકાની ભીખીની લીધેલી હોય તો પણ એના દુરૂપયોગનું પ્રલોભન માણસ સહેજે હટાવી શકતો નથી. ૩



'મારા પિતામહનાં સુખદુઃખથી, સંપદ વિપદથી, હર્ષ શોકથી લિપ્ત હે ધૂળવાળા રસ્તા! તને વારંવાર નમસ્કાર કરું છું. ૩



એકલા માણસની પણ આંતરિક શકિત એટલી બળવાન હોય છે કે તેનો હિસાબ થઇ શકતો નથી. બરાબર વામન દેવના પગ જેવું. બહારથી તે નાના દેખાય, પરંતુ એ નાનકડો પગ લાંબો થતાં આખા વિશ્વને ઢાંકી દે. ૩



તમામ પરિસ્થિતિને અનુકૂળ બની ચાલવાની વિદ્યા જેને આવડી ગઈ છે તેને દુનિયામાં દુઃખ ભોગવવું પડતું નથી. ૩



માણસની શુભેચ્છા જ્યારે હૃદયમાંથી સત્ય રૂપે પ્રકટે છે ત્યારે એ શ્રમ નકામો નથી જતો. ૩



શ્રાદ્ધનું દાન ગ્રહણ કરવું એ અપરાધ! અને છતાં શ્રાદ્ધ હિંદુને અવશ્ય કરવું પડે છે, અને કોઈને કોઈ દાન ગ્રહણ ન કરે તો એ શ્રાદ્ધ નિષ્ફળ અને નકામું થઈ જાય છે! તો પછી દોષ ક્યાં છે? અને દોષ જો છે જ તો પછી માણસને પ્રલુબ્ધ કરી કામ કરવા લલચાવવાની શી જરૂર છે? ૩



સંતાનના નામકરણ વખતે પિતા માતાની મૂઢતા જોઈ વિધાતા પુરુષ અંતરીક્ષમાં રહી ઘણી વખત માત્ર હસીને જ અટકતા નથી, પણ તીવ્ર સામનો કરે છે. તેથી તેમનું આખું જીવન તેમના નામને જ જાણે મરણ લગી ઉપહાસ કર્યા કરતું હોય છે. ૩



સંસારમાં કરીશ કહેવામાં અને સાચેસાચ કરવામાં કેટલો મોટો તફાવત છે! ૩



જેની પાસે નથી, તેની જરૂરિયાત મિટાવવાની શું કંઈ જ કિંમત જગતમાં નથી? ૩



માણસની પરલોકથી ચિંતામાં, કહે છે કે પરની ચિંતાને પણ સ્થાન નથી. ૩



'બનવાજોગ છે કે ભગવાન મેળવવા કરતાં માણસને મેળવવો વધારે મુશ્કેલ હોય.' ૩



આ દારિદ્રય નામે ઓળખાતી વસ્તુ જો કોઈ તેનો સ્વીકાર ન કરે તો કેટલી બધી અર્થહીન છે! ૩



દેવ અને દાનવ હરપળે ખભા મિલાવી માણસને ક્યાં કઈ જગાએ સતત ઉપાડી લઈ જઈ રહ્યા છે એ હું કેટલું જાણું છું? કેવી રીતે ભોગી એક દિવસમાં ત્યાગી બની નીકળી જાય છે, અને કેવી રીતે નિર્દય નિષ્ઠુર એક પલકમાં દયાથી પીગળી જઈ પોતાને નિઃશેષ કરી નાખે છે એ રહસ્યની કેટલાને ખબર છે? કઈ એકાંત કંદરામાં માનવઆત્માની ગુપ્ત સાધના અકસ્માત એક દિવસ સિદ્ધિ રૂપે પ્રકટે છે તેની શું હું ખબર રાખું છું? ૩



પાપમાં મદદ કરવા પોતાના સાથીને કોઈએ જરા પણ આગ્રહ ન કરવો જોઈએ. એમ કરવાથી તો એકનું પ્રાયશ્ચિત બીજાને કરવું પડે એવી સ્થિતિ ઊભી થાય છે. ૪



સુકાઈને છાણ જેવા બની ગયેલા મધપૂડાની બીક શા સારૂ રાખવી? ૪



બધા જણ બધાં કામ થોડા જ કરી શકે છે! ૪



જે લોકો મનમાં જુદું ધારે છે, ને બહાર જુદું બોલે છે તેમને દુનિયા દંભી કહે છે. ૪



'તપસ્યાની શરૂઆતમાં દેવતાઓ દુઃખ દે છે, પણ જો માણસ અડગ રહે તો સિદ્ધિ મેળવ્યા વિના ન રહે.' ૪



પ્રાચીન વૈષ્ણવ કવિઓનાં ભજનોમાં પ્રાસ કે છંદનો મેળ નથી હોતો, વ્યાકરણના દોષ પણ દેખાય છે, ભાષાની ભૂલો પણ ખરી, છતાં આપણે એ દૃષ્ટિએ એની ટીકા નથી કરતા. એ ભજન-કીર્તનોની સ્વતંત્ર સુરાવટ હોય છે. વૈષ્ણવનું જીવન ગોરજટાણે આકાશના પટ ઉપર ચીતરાતી રંગબેરંગી આકૃતિઓ જેવું છે. સંધ્યાના ચિત્રનું કંઈ નામ પાડેલું નથી હોતું, તેમ એની ચર્ચા પણ કલાશાસ્ત્રના સિદ્ધાંતની દૃષ્ટિએ નથી થતી. ૪



પાપ એક જ દિશામાંથી આવે એમ નથી બનતું. ૪



પથ્થરના દેવ છે, તેથી તો આઠે પહોરની અવિરત ભક્તિ એ સહન કરી શકે છે. બીજું કોઈ હોય તો એના ભુક્કા ઊડી જાય. ૪



ધર્માચરણની બાબતમાં બુદ્ધિ બહુ ચાલતી નથી, તેથી કોઈના ધર્માચારમાં આડે ન આવવાનો મારો સંકલ્પ છે. ૪



સરળ અને સાધારણ ભજનની ધૂનથી, ભક્તોના હૃદયમાં કેવું ઊંડું મંથન મચી જતું હશે, અને એમાંથી કેવાં અમૃતનાં મોજાં ઊછળતાં હશે એની મારા જેવાને શું ખબર પડે ? ૪



'આ મૂર્તિ જ અમારા પ્રત્યક્ષ પ્રભુ છે. સંસ્કારોનો મોહ તમને એવો વળગ્યો છે કે તમારે કલ્પના કરવાની કે ભાવના આરોપવાની જરૂર પડે છે. લોહીમાંસના આ શરીર સિવાય શું ચૈતન્ય બીજી કોઈ જગ્યાએ રહી જ નહિ શકતું હોય ? પથ્થરની મૂર્તિમાં શું એનું કંઈ સ્થાન જ નથી ?' ૪



ધર્મમાં યુક્તિ કે દલીલની વાત નથી, શ્રદ્ધા કેટલી જીવંત છે તે જ જોવાનું છે. ૪



અનાથ બાળકો ઉપર એમનાં સગાંવહાલાં જે જુલમ ગુજારે છે તે શું ઈશ્વર નહિ જોતો હોય એમ ધારો છો ? એનો ન્યાય શું એ કદી નહિ તોલે ?—આંખો મીંચીને બેસી રહેશે એમ ? ૪



દુષ્કર્મ ઢાંકી દેનારું દાનવૃત્તિ જેવું બીજું એકે ઢાંકણ નથી. ૫



સ્વર્ગવાસની મુદત પૂરી થઈ, એટલે તેની માત્ર મધુર સ્મૃતિ રહેવાની, અને તેની સાથે રહેવાનો દુઃખનો સાગર. ૫



ખૂબ મજબૂત કરવાના લોભે છેક નિચ્છિદ્ર ઘર બાંધવાનું કરશો નહિ. એથી મડદાની કબર બનશે, પણ જીવંત મનુષ્યને રહેવાનું ઘર નહિ બને. ૫



ગાળ દેવાથી માત્ર અપમાન જ કરી શકાય છે, મતનું સમર્થન કરી શકાતું નથી. કઠોર શબ્દો જ દુનિયામાં સૌથી વધારે દુર્બળ છે. ૫



પ્રકાશ રસ્તા ઉપર પડવાને બદલે આંખો ઉપર પડે તો ખાડામાં પડવું પડે. ૫



ભાવને માટે માણસ નથી, માણસને માટે ભાવની કિંમત છે, એ માણસ જ જો તળિયે બેસે તો એના તત્ત્વના માહાત્મ્યને શું કરવાનું ? ૫



ખરાબ કંઈ સારાનું દુશ્મન નથી, સારાનું દુશ્મન તો જે વધારે સારું છે તે છે. ૫



'હું ઇચ્છું છું કે જ્યારે જેટલું મળે ત્યારે જ સત્ય છે એમ માની લઉં. દુઃખનો અગ્નિ મારા પાછલા સુખનાં ઝાકળ બિંદુઓને શોષી ના નાખજો. એ સુખ ગમે તેટલું અલ્પ હોય, તેનું પરિણામ સંસારમાં ગમે તેટલું નજીવું ગણાતું હોય, તો પણ મારે હાથે તેનો અસ્વીકાર ના થજો. એક દિવસનો આનંદ બીજા પણ કોઇ દિવસના નિરાનંદ આગળ શરમિંદો ના બનજો.' ૫



'ઝડપી ગતિમાં ભારે મજા છે. શું ગાડીની કે શું જીવનની! પણ જે લોકો બીકણ છે તેમને એ મજા માણવા મળતી નથી. એ લોકો સાવચેતીથી ધીરે ધીરે ચાલે છે. એમ સમજે છે કે પગે ચાલવાનું દુ:ખ મટયું એટલું એમને ઘણું છે. રસ્તાને છેતરીને તેઓ ખુશ થાય છે, પણ પોતે છેતરાય છે એ સમજી જ શકતા નથી.' ૫



અસત્યની સાથે સમાધાન કરવા જતાં માણસો જીવનની કેટલી અમૂલ્ય સંપત્તિ ગુમાવે છે! ૫



બધા ધર્મો મૂળે એક છે. સર્વ કાલમાં, સર્વ દેશમાં એ એ જ એક અજ્ઞેય વસ્તુની અસાધ્ય સાધના છે. એ કંઈ મૂઠીમાં મેળવી શકાતું નથી. હવા અજવાળા વિષે માણસોમાં ઝઘડો નથી થતો, ઝઘડો થાય છે અન્નની વહેંચણીનો,—જે કબજે કરી શકાય, કબજે કરી વારસને માટે રાખી શકાય. તેથી તો જીવનની જરૂરિયાતમાં એ ખૂબ મહાન સત્ય છે. ૫



સંયમ જ્યારે અસ્વાભાવિક બનીને બીજાને આઘાત કરે છે ત્યારે જ તે અસત્ય બને છે. ૫



પોતાનાં છૂપાં પાપ છાપરે ચડીને પોકારવાં એ શું પ્રાયશ્ચિતનો પ્રકાર ગણાતો હશે? ૫



બધું જ શું પોતાને માથે વીતતું હશે? બીજાને માથે વીતી હોય તે પરથી પણ કંઈક શીખવાનું મળે છે. ૫



આદર્શ માત્ર બે ચાર જણને માટે જ છે,—તેથી જ તેની કિંમત છે. તેને જનસાધારણમાં ખેંચી લાવવાથી તે ગાંડપણ બને છે, તેનું શુભ મટી જાય છે, તેનો ભાર દુઃસહ બની જાય છે. બૌદ્ધોના જમાનાથી માંડી વૈષ્ણવોના જમાના સુધી એના અનેક દુઃખદ દાખલા પૃથ્વી પર વેરાયેલા છે. ૫

અહંકાર ઘાસના અગ્નિ જેવો હોય છે. ઉપરથી જોતાં લાગે કે બધું બળીને રાખ થઈ ગયું છે, પણ રાખ ઉડાડી દો તો પાછો અગ્નિ દેખાય. એને ફરી ફૂંકવાની પણ જરૂર નહિ. ૫

કઠણ જમીન લોઢા કરતાં યે ભારે હોય છે, ઈમારત તેના ઉપર જ ઊભી કરી શકાય છે. ૫

સૂર્યાસ્ત સમયે વાદળાંનો જે રંગ ફૂટી નીકળે છે, તે સ્થાયી પણ નથી, તે વાદળાંનો પોતાનો રંગ પણ નથી, પરંતુ તેથી તેને મિથ્યા કોણ કહી શકશે ? ૫

જેને કશું યે જોઈતું નથી, એને ભગવાન ખોબેખોબે આપે છે. ૫

લોકો ખોટું સમજે છે કે ગણિતશાસ્ત્ર અનુસાર શૂન્યની કિંમત છે. એકડાની જમણી બાજુએ એ હારબંધ ઊભાં રહે તો એકડો જ એક કરોડ બને, પણ શૂન્યની સંખ્યા ઘણી હોવાના જોર પર શૂન્ય કરોડ થઈ શકતું નથી. જ્યાં વસ્તુ નથી, ત્યાં એ માત્ર માયા છે.

'આ જીવનને જ જેઓ છેલ્લો મનુષ્ય-જન્મ માને છે તેમને રાહ જોવાનું પાલવે નહિ, તૃષ્ણાજળના છેલ્લા બિંદુનું તેમને આ જીવનમાં જ નિઃશેષ પાન કર્યા વિના ન ચાલે;—તૃષ્ણા તૃપ્ત કરવી જ પડે. પરંતુ અમે પુનર્જન્મમાં માનીએ છીએ, રાહ જોવાનો સમય અમારે અનંત છે,—ઊંધા પડી ચાટીને ખાવાની અમારે જરૂર પડતી નથી.' ૫



'બીજાં બધા સંયમોની પેઠે ઇન્દ્રિયસંયમ પણ સત્ય છે. પરંતુ એ ગૌણ સત્ય છે. દેખાવ કરીને એને જીવનનું મુખ્ય સત્ય બનાવી દેવાથી એ એક જાતનો અસંયમ બની જાય છે. તેનું પરિણામ જુદું જ આવે છે; આત્મનિગ્રહનો ઉગ્ર દંભ કરવાથી. આધ્યાત્મિકતા ક્ષીણ થતી જાય છે.' ૫



સત્ય ઘણાં ક્ષેત્રમાં અપ્રિય બને છે એની હું ના કહેતો નથી, પરંતુ એથી કરીને અપ્રિય વાક્ય માત્ર જ સત્ય હોતું નથી. ૫



'અસાધારણ વ્યક્તિ સાધારણ વ્યક્તિઓમાં પોતાને છુપાવી રાખવાનો પ્રયત્ન કરે એ પણ એક જાતનું અન્યાયી પગલું છે.' ૫



'જેમણે ઘણું પ્રાપ્ત કર્યું છે તેઓ જ સહેલાઈથી આપી શક્યા છે, અકિંચનતાની સ્કૂલ ખોલીને તેમને ત્યાગના ગ્રેજ્યુએટ બનાવવા પડયા નથી.' ૫



અનિશ્ચિત બાબતના નિશ્ચિત ઉત્તરની આશા ન રાખી શકાય. ૫



ભક્તિના માર્ગે થઈને કેટલાયે પ્રવાસીઓ જાય આવે છે, પરંતુ જેમને માટે એ માર્ગ સત્ય નથી, તેઓ પાણીના પ્રવાહને કિનારે પડી રહેલી રેતીની પેઠે સદાને માટે સૂકા જ રહી જાય છે. તેમના રસ અને પ્રાણમાં જે જમાવટ થવી જોઈએ તે નથી થતી. ૫



ઘણાઓ કહે છે કે પાપ અને પરિણામ જેવું કંઈ નથી. પાપની ગ્લાનિથી ભરેલી સ્મૃતિ આવી રીતે પોતાનાં પાપપુણ્ય સંબંધી માન્યતાઓ ઉપજાવી સાન્ત્વન મેળવવા મથે છે. ૫



અભાવ વસ્તુ પોતે મિથ્યા છે, સત્યનું સ્થાન તે લઈ જ ન શકે. ૫



મૂર્તિ પથ્થર હોય કે ગમે તે હોય, પણ સંપૂર્ણ શ્રદ્ધાથી જોઆ લોકો તેની આગળ સર્વસમર્પણ ન કરી શકતા હોય તો વર્ષોનાંવર્ષો સુધી દરરોજ એકધારી સેવા કરવાનું આવડું બળ તેઓ ક્યાંથી મેળવતા હશે? આવી નિશ્ચિંતતા અને નિર્ભયતાથી દૃઢ પગે ઊભા રહેવાનું અવલંબન તેમને ક્યાંથી મળતું હશે? બાળકની જેમ રમત રમવા જાય તો દંભ કરવો પડે, અને પછી સંયમમાં સપડાયેલું મન, થાકીને, થોડા જ વખતમાં પાછું પડી જાય! પણ અહીં તો એવું બનતું નથી. અહીં તો શ્રદ્ધા, ભક્તિ અને પ્રીતિની અખંડ એકતા સાથે આત્મસમર્પણનો આનંદ-ઉત્સવ રોજ રોજ નવા ઉલ્લાસથી ઉજવાય છે. ૫



સંસારમાં, શુભ વધારે શુભના ચરણમાં આત્મવિસર્જન કરી પોતાનું ઋણ વાળે છે. ૫



દાક્તર કરતાંયે મોટો વ્યવસ્થાપક પોતાનો દેહ છે. ૫

સીધો સરળ રસ્તો. વિઘ્ન લાલ ડોળા કરી ઊભું હશે એવો ખ્યાલ પણ ન આવે. પણ ચાલતાં ઠેસ લાગી અંગૂઠામાંથી જ્યારે લોહી નીકળી પડે છે, ત્યારે જ ફક્ત ભાન આવે છે—કે જરા આંખો ઉઘાડી ચાલવું જોઈતું હતું. ૫

અનુમાન ઉપર આધાર રાખી કેસનો નિર્ણય થઈ શકે નહિ. ૫

સંસારમાં પોતાનું પારકું એવા જે શબ્દો છે તે કેટલા અર્થ-હીન છે? દુનિયામાં પારકું કોઈ નથી. નદીના પ્રવાહમાં કોણ ક્યારે પાસે આવે છે, અને કોણ તણાઈ દૂર જાય છે—એ વિષે કોઈ જ કંઈ જાણતું નથી. ૫

અંધારામાં ન જોઈ શકાય તો એ વાંક અંધારાનો છે. હજાર અન્યાય થાય તોપણ એ બિચારા અંધારાથી વિરોધ થઈ શકે એવું નથી. એ અધિકારથી એ વંચિત છે. ૫

ન્યાય જ કંઈ દુનિયામાં સર્વ કાંઈ નથી, અહીં અન્યાયને પણ સ્થાન છે. એટલે દુનિયા આજે પણ ચાલે છે, નહિ તો ક્યારનીયે બંધ થઈ ગઈ હોત. ૫

દાન કરવા સિવાય આપવાનો શું સંસારમાં બીજો કોઈ જ રસ્તો ખુલ્લો નથી? ૫

પાછળના પડછાયાને જ આગળ કરી દઈ આપણે સામાનું મોં ઢાંકી દઈએ છીએ. સૂરજ ફરે છે એ વાત જ ભૂલી જઈએ છીએ. ૫



'ક્ષીણજીવી હોય, એથી એને મિથ્યા કેમ કહેવાય ? આયુષ્યની દીર્ઘતાને જ જે લોકો સાચી ગણીને પકડી રાખવા ચાહે છે, તેઓ દીર્ઘજીવી કાગળનાં ફૂલનો ગુચ્છો બાંધી ફૂલદાની સજાવે છે. કોઈપણ આનંદમાં સ્થિરતા નથી, છે માત્ર તેમાં ક્ષણજીવી દિવસો. એ જ તો માનવજીવનમાં છેલ્લી મૂડી છે. એને બાંધવા જતાં જ એ મરે છે.' ૫



અન્યાયથી કંઈ એક જ પક્ષને નુકસાન નથી થતું, બંને પક્ષનો સર્વનાશ થાય છે. ૫



'ઝાડનાં પાંદડાં સુકાઈ ને ખરી પડે, અને તેની ખોટ નવાં પાંદડાંથી પૂરી થાય. એને મિથ્યા કહેશો, અને બહારની સૂકી વેલી મરી જઈને પણ આખા ઝાડને વીંટાઈ વળગી બાઝી રહે એને સત્ય કહેશો ?' ૫



કીડો જમીનની અંદર અંધારામાં રહે છે. એ જાણે છે કે બહાર અજવાળામાં નીકળવામાં જોખમ છે,—એને ગળી જવા અનેક મોં ટાંપીને ઊભાં છે. છુપાઈ જવા સિવાય આત્મરક્ષણનો બીજો કોઈ રસ્તો એને ખબર નથી. પરંતુ માણસ કીડો નથી, સ્ત્રી હોય તો પણ નથી. નિજ સ્વરૂપને ઓળખી શકવું એ જ મહાન શક્તિ છે. ૫



'અતિ સંયમ પણ એક જાતનો અસંયમ છે.' ૫



ઊંચી ડાળ પર શીમલાનું ફુલ એકદમ સુંદર લાગે છે, તોપણ ફુલોના દરબારમાં એને નિમંત્રણ મળતું નથી. ૫



'લગભગ બધાયે દેશમાં 'આત્મસમર્પણ' શબ્દમાં પરલોકની એક અસામાન્ય અવસ્તુ ઇહલોકની ક્ષુદ્ર સામાન્ય વસ્તુને પડદા પાછળ નાખી દે છે. એમાં સ્ત્રી કે પુરુષ કોઈના પણ જીવનનું શ્રેય છે કે નહિ તે વિચારવાનો યે વખત મળતો નથી.' ૫



અત્યારે વાદળાં પાછળ સૂર્ય ઢંકાઈ ગયો છે એટલે એ અંધકારને જ સાચો કહેવો, અને કાલ સવારે પ્રકાશથી આખું આકાશ છવાઈ જાય, તો આંખો બંધ કરી કહેવું કે આ પ્રકાશ નથી, મિથ્યા છે? ૫



જીવન સાચે જ કંઈ છોકરાંની રમત નથી. ભગવાનનું આવું મહાન દાન કંઈ એટલા માટે નથી આવ્યું. કોઈ માણસ જીવનમાં નિષ્ફળ નીવડ્યો એથી એ શૂન્યતાની જ શું જીવનભર જયઘોષણા કરવી જોઈએ? ૫



દુનિયાથી બેપરવા ને સ્વતંત્ર થવા જતાં દુનિયા જે મેશ શરીરે લગાવી દે છે એ ખંખેરી કાઢવાની શક્તિ કેટલામાં છે? ૫



પ્રેમનું ખરું સ્વરૂપ બહારના ભોગમાં નથી—એનો પ્રવાહ તો જીવનના મૂળમાં છે. ત્યાંથી જ એ હમેશાં જીવનનાં આશા, આનંદ અને રસ પૂરાં પાડે છે. ૫



શત્રુ કહીને ગાળ દેવાથી કોઈ તુચ્છ બની જતું નથી. ૫



કુદરતનું કયું સત્ત્વ, કોણ ક્યારે કેવળ સામે થઈને ઊડાવી દઈ શક્યું છે? દુઃખની પીડાથી આત્મહત્યા કરવી એ દુઃખ પર જય મેળવ્યો ન કહેવાય. ૫



દુનિયામાં એકબીજાનો મનમેળ ન મળે એટલે સશક્ત દુર્બળને સજા કરે છે. અનાદિકાળથી એવું ચાલતું આવ્યું છે. ૫



માણસ પોતાને સુધારતો આજે માણસ બની શક્યો છે. ભૂલથી કંઈ બીવાનું નથી, એની બીજી બાજુનો રસ્તો ખુલ્લો હોય ત્યાં લગી. એ રસ્તો આંખ આગળ બંધ લાગે છે તેથી જ આજે આપણી ચિંતાનો પાર નથી. ૫



મનુષ્યનું દુઃખ જ દુઃખપ્રાપ્તિનો શેષ શબ્દ હોત તો એની કિંમત ન રહેત. એક તરફની ખોટ બીજી તરફ જબરદસ્ત સંચયદ્વારા પૂર્ણ એ કરી દે છે. ૫



જેના ઘરમાં પશ્ચિમની બારી સિવાય બીજી બધી દિશાઓ બંધ છે, તે પૂર્વમાં થતા સૂર્યોદયને જોઈ શકતું નથી, માત્ર સૂર્યાસ્તને જ જોઈ શકે છે. પરંતુ એ રૂપ અને રંગનું સાદૃશ્ય મેળવી તર્ક કર્યા કરીએ તો માત્ર ચર્ચા વધશે, નિર્ણય પર નહિ અવાય. ૫



ગરીબને મન પિત્તળ સોનું છે. ૫



દોષ કંઈ આંખનો નથી, દોષ બંધ બારીનો છે. જે દિશા દેખાય છે તે તરફ ઊભા રહી મરણ પર્યંત જોઈ રહીએ તોપણ બીજી તરફનું કંઈ જ કદાપિ દેખાવાનું નહિ. ૫



બધું ગયા પછી જે હાથમાં રહે છે તે હીરામાણેકની પેઠે હાથની મૂઠીમાં જ રહે છે. વસ્તુહિસાબે ઠાઠમાઠથી તેનો વરઘોડો કાઢી શકાતો નથી, એટલે જોનારાઓનાં ટોળાં હતાશ થઈ ધિક્કાર દેતાં ઘેર પાછાં વળે છે,—કહે છે સર્વનાશ થઈ ગયો. ૫



'લુપ્ત વસ્તુનો પુનરુદ્ધાર માત્ર સારો જ હોવાનું પ્રમાણ નથી. મોહના કેફમાં ખરાબ વસ્તુની પણ પુનઃપ્રતિષ્ઠા સંસારમાં થતી જોવામાં આવે છે.' ૫



વાવાઝોડું ગમે તે રીતે સૂર્યપ્રકાશને ઢાંકી દે તો પણ તે અસત્ય છે. સૂર્ય જ ધ્રુવ છે. ૫



'મોહ ભલે ક્ષણિક હોય, પરંતુ ક્ષણ પણ અસત્ય તો નથી, ક્ષણકાલિક સત્યને લઈને તે ફરીફરીને પાછી આવ્યા કરે છે. માલતી ફુલનું આયુષ્ય સૂર્યમુખીના જેટલું દીર્ઘ નથી. એટલા માટે તેને અસત્ય કહીને કોણ ઉડાવી દેશે?' ૫



શરીરનું જે અંગ પક્ષાઘાતથી જૂઠું પડી ગયું, તેનું બંધન માત્ર બહારનું છે; તે જ મોટા ભારરૂપ છે. એની પાસે કામ કરાવવા જવું એ તદ્દન નકામું છે. ૫



જે દારૂ પીએ છે તે જ કોઈને કોઈ દિવસ દારૂડિયો થાય છે જે નથી થતો તે કાંતો જૂઠું બોલે છે કે પછી દારૂને બદલે પાણી પીએ છે. ૫



એક મિથ્યા વિવેકની સાંકળ પગમાં વિંટાળી પોતાને પાંગળા બનાવી દઈ સદાકાળ દુ:ખ ભોગવ્યા કરવું એ જ કંઈ જીવન ધારણનો હેતુ નથી. ૫



બધા માણસોની ન્યાય અન્યાયની સમજ એક જ જાતની નથી હોતી — એ એક હકીકત છે, અને બહારથી ગમે તે કોઈ બિના જેવી નજરે પડે તેવી જ એ હોય છે એમ પણ નથી — આ એક બીજી હકીકત. ૫



રાગદ્વેષ રાખીને જો ન્યાય કરવા જઈએ તો એક પક્ષ જ છેતરાય છે એમ નહિ, બીજો પક્ષ પણ છેતરાય છે. ૫



'જરૂર' શબ્દ જ સંસારમાં સૌથી મોટી ગુંચવણ ભરેલી વસ્તુ છે. ૫



પ્રાણ પણ સત્ય છે, દેહ પણ સત્ય છે, — પણ પ્રાણ જાય પછી શું ? ૫



સંયમ જ્યાં અર્થહીન છે, ત્યાં તે નિષ્ફળ આત્મપીડન માત્ર છે. અને તેને લીધે પોતાને મહાન સમજી લેવાથી માત્ર પોતાને જ નહિ, પણ આખી દુનિયાને છેતરવાનું થાય છે. ૫



'જીવનમાં સુખ કે દુઃખ કશુંયે સત્ય નથી, સત્ય છે ફક્ત એની ચંચળ પળો. બુદ્ધિ અને હૃદય દ્વારા એની પ્રાપ્તિ એ જ સાચી પ્રાપ્તિ છે.' ૫



માણસ સમજે છે કે બધું જ તેના પોતાના હાથમાં છે, પણ ક્યાં બેસીને કોણ બધી ગણતરી ઊંધી વાળી દે છે એની કોઈને ખબર પડતી નથી. ૫



જેના પિતા જીવતા નથી, એને લોભિયા થવું પાલવે નહિ, ખોડા કાકા પણ એને માટે સારા છે. ૫



વેપાર જેમ વિસ્તૃત અને વ્યાપક તેમ નુકસાનનું પ્રમાણ પણ વધતું જાય છે. એને સંકેલી નાનો કરવાથી લાભ જોકે નથી થતો, પરંતુ નુકસાનની માત્રા ઓછી થઈ જાય છે. ૫



પૃથ્વીની સમસ્ત માનવજાતિ એટલે માણસ. એ બધા આપણી ચારે તરફ છે. ધાબળો ઓઢી લેવાથી કંઈ હવાના દબાણને રોકી શકાય છે? ૫



'માત્ર હિંદુમાં જ નહિ, શ્રદ્ધા દરેક ધર્મમાં છે. પરંતુ માત્ર શ્રદ્ધાના જ જોર પર કદી પણ કંઈ સત્ય બની જતું નથી. ત્યાગના જોરે પણ નહિ, મૃત્યુને ભેટવાના જોરે પણ નહિ. અતિ તુચ્છ સિદ્ધાંતના મતભેદથી ઘણી વખત દુનિયામાં ઘણા જીવ લેવાયા છે, ને અપાયા છે. એથી માત્ર હઠનું જ જોર સાબિત થયું છે, વિચારનું સત્ય પ્રમાણિત થયું નથી.' ૫



'ઘરમાંથી જેને કાઢી મૂક્યો છે, તે બહાર નીકળીને ક્યાં ગયો તેની પૂછપરછ કરવી એ માત્ર ખોટું કુતુહલ છે.' ૫



કેવળ છેતરપીંડીની જ મૂડી ઉપર સંસારમાં વેપાર થઈ શકતો નથી. ૫



સૂર્યનું ઊગવું એમાં જ એનું બધું રૂપ સમાઈ જતું નથી; એનું અસ્ત થવું પણ એવું જ મહત્ત્વનું છે. ૫



શ્રદ્ધા, ભક્તિ, સ્નેહ, વિશ્વાસ — ખેંચાખેંચ કરવાથી એ બધું નથી મળતું. ઘણા દુઃખે, ઘણી વારે એ મળે છે. ૫



જે વડે એક છોકરાને ભોળવી શકાય, તે વડે લાખો છોકરાઓને પણ ભોળવી શકાય. પણ સંખ્યાવૃદ્ધિ એ બુદ્ધિવૃદ્ધિનું પ્રમાણ નથી. ૫



લાંબા વખતથી અમુક વસ્તુ છે એટલા જ વાસ્તે એને પાછી લાંબા વખત સુધી ટકાવી રાખવી જોઈએ, એ કેવી વાત? ૫



'કોઈ પણ આદર્શ લાંબો વખત ટક્યો છે એટલા પરથી તે સદાકાળ ટકનારો બની શકતો નથી; અને તેમાં ફેરફાર કરવામાં પણ કશી જ શરમ નથી. ફક્ત વરસ ગણવાથી જ આદર્શનું મૂલ્ય કરી શકાતું નથી. અચલ, જડ અને મૂર્ખ સમાજનાં હજાર વર્ષો પણ કદાચ ભવિષ્યના દશ વર્ષના પ્રવાહમાં તણાઈ જાય.' ૫



'તરસનો માર્યો માણુસ સમુદ્રની પાસે જઈ હાથ ન લંબાવે તો સારું.' ૬



'સોનાનો મૃગ જે વનમાં ચરે છે તેને ચરવા દો, ઘરમાં એને માનપૂર્વક તેડું કરી આણવાની કંઈ જરૂર નથી.' ૬



'શ્રદ્ધાની વિરૂદ્ધ દલીલ ચાલતી નથી.' ૬



'કુદરતની વિચારપદ્ધતિ અદ્દભુત છે—સાર ખોળવાનો પ્રયત્ન મિથ્યા છે.' ૬



'પ્રેરણા સાચેસાચ આવે જ છે તો કેમે કરી નષ્ટ થતી નથી—માણુસની જન્મની ટેવ એક પળમાં એ બદલી નાખે છે. એનો નશો લોહીના પ્રવાહમાં ભળી જાય છે, જીવનભર એનું ઘેન ઊતરતું નથી.' ૬



'માણુસના નસીબમાં શું માત્ર અણધાર્યું દુઃખ જ છે, અણધાર્યું સુખ શું જગતમાં નહિ હોય?' ૬



'નિઃસ્વાર્થ પરોપકાર કરવામાંયે દુઃખ છે, માંદા સંબંધીની સેવા કરવા જવું એ પણ સંસારમાં સહેલું કામ નથી.' ૬



'ચળકતા બનાવટી દાંત વડે માણુસ કેવળ દાંતિયાં કરી શકે છે, પણ તે વડે કરડી શકતો નથી.' ૬



'તમે દુનિયામાં માત્ર સાધારણ નિયમને જ માનો છો, એમાં અપવાદ હોય એવું માનવા જ ઈચ્છતાં નથી. પરંતુ, ખરું જોતાં તો એ અપવાદના જ જોર પર ધર્મ ટકી રહ્યો છે, પુણ્ય ટકી રહ્યું છે; તેને જ લીધે કાવ્ય સાહિત્ય છે, સનાતન શ્રદ્ધા અને વિશ્વાસ પણ તેને જ લીધે છે. એ ના હોત, તો પૃથ્વી કેવળ મરૂભૂમિ જ બની ગઈ હોત. ૬



'મનુષ્યનો ધર્મ જ્યારે સંસ્કારનું રૂપ ધારણ કરે છે, ત્યારે જ તે યથાર્થ બને છે, ત્યારે જ તે સહજ સ્વાભાવિક બને છે. પછી જીવનનાં કર્તવ્યોમાં કશી મારામારી થતી નથી, કર્તવ્યનું અનુકરણ કરવામાં પછી મનમાં લડી મરવાનું થતું નથી. પછી બુદ્ધિ શાન્ત થઈ જાય છે. મુક્ત જલપ્રવાહની પેઠે તે સ્વાભાવિકપણે વહન કરે છે. અત્યાજ્ય ધર્મ તે આ,—એમાં બિલકુલ પરિવર્તનનો સંભવ નથી.' ૬



'જેને મોં સામે જઈને આપી ન શકાય તેને બીજાની માર-ફત લાંચ આપી શકાય છે.' ૬



'જેની પાસે વિદ્યા ઓછી હોય છે તેનું જ ગુમાન વધારે તો હોય છે.' ૬



'જેલમાં જવું એ કંઈ કલંક નથી, કલંક તો કાર્યમાં છે.' ૬



'પ્રભુ! મારા હૃદયની અંદર સદા શું વહી રહ્યું છે, એ શું તમારી આંખેય દેખાતું નથી?' ૭



માતા જ્યારે તેના બિમાર બાળકને ખાવાનું નથી આપતી ત્યારે તેને એ કઠોર નથી લાગતું શું? પણ તેમ છતાં એને એમ કર્યા વગર છૂટકો નથી. ૭



એક દિવસના ધરતીકંપમાં તો અડધી દુનિયા પાતાળમાં ડૂબી જાય છે, જાણો છો? એક દિવસ કંઈ ઓછો સમય નથી. ૭



'જેને વિષે આપણે કંઈ જાણીએ નહિ, જાણવાનો કદી પ્રયત્ન સરખો કરીએ નહિ, તેની યોગ્યાયોગ્યતાનો ન્યાય કરવા બેસીએ એ કુસંસ્કાર છે. ૭



જે ધર્મ અત્યાચારીઓના હલ્લામાંથી પોતાનું અને બીજાનું રક્ષણ પણ કરી શકતો નથી — ઊલટું એ ધર્મનેજ બચાવવા માટે પોતાની બધી શક્તિ ખરચી નાખવી પડે છે — એ તે ધર્મ શાનો? ૭



ધર્મ તો બખતરની જેમ આઘાત સહ્યા જ કરે, — એ જ તો એની કસોટીની કસોટી છે! ૭



જે પરની સેવામાં લહેરથી મરી જઈ શકે છે, એ સમાજના ઘડેલા બધા કાયદા કાનૂનોથી પર છે, કોઈ પણ વિધિનિષેધ તેને સ્પર્શી શકતો નથી. ૭



દુનિયામાં ભાગ્યે જ એવો કોઈ અપરાધ હશે કે ઇચ્છીએ તો એની માફી ન આપી શકીએ. ૭



એકાએક ભાન ચાલ્યું જાય, અને ઊંઘ આવી જાય — ત્યાર પછી કદી જાગવાનું જ ન હોય! મરણ એવી સહજ રીતે મેળવવાનો કોઈ રસ્તો નથી શું? કોઈએ એ વિષે જાણતું નથી શું? ૭



ધર્મનો ખ્યાલ બદલાય છે, પણ મૂળ વસ્તુ કયાં બદલાય છે? એથી તો એ મૂળ વસ્તુ અનેક લડાઈ ઝગડામાંયે આજે પણ બધી જાતિઓમાં એક જ રહી છે. ૭



યોગ્યાયોગ્યતાનો વિચાર કરવો એને ક્ષમા કહેવામાં નથી આવતી. વળી ક્ષમાનું ફળ કેવળ અપરાધીજ પામે, જે ક્ષમા કરે તેને કશુંજ ન મળે? × × × જે દાન પામે તે સોળે સોળ આના જમા કરે અને દાતારને ચોપડે શૂન મંડાય? એ કંઈ સાચું ન હોઈ શકે. માટે કોનો અપરાધ કેવડો મોટો છે તેનો વિચાર કર્યા વગર ક્ષમા જ કરવી. ૭



ભગવાન કયાં, કયારે, અને કેવી રીતે માણસનું ખરેખરું સ્વજન મેળવી દે છે, એ કોઈ જાણતું નથી. એને નથી આડંબર કે નથી એને કોઈ સગપણની બલા કે નથી એને સમયનો હિસાબ. પલકમાં કયાંથી શું થઇ જાય છે — માત્ર જ્યારે એને હૃદય ભરી પામીએ છીએ ત્યારેજ ખબર પડે છે કે અત્યાર સુધી આટલી મોટી ઊણપ કેવી રીતે સહી રહ્યો હતો? ૭



લડાઈ ઝઘડો, વાદવિવાદ, અને રસાકસી કરવાથી બીજું ગમે તે મળતું હોય પણ ધર્મ વસ્તુ તો મળતી નથી. ૭



કોઈપણ વસ્તુનો પરિત્યાગ આપણે કંઈ પ્રેમને લીધે, પ્રીતિને લીધે કરતા નથી. જેનો ત્યાગ કરીએ છીએ, એને વિષે મન આવડું અમથું થઈ ગયું હોય છે એ કદી મટતું નથી. ૭



ધર્મને કદી ટોકળીઓ બાંધીને પકડી રાખી શકાતો નથી, પોતે પકડાયા વિના એ કદી પકડી શકાતો નથી. પરમ દુઃખની મૂર્તિનું સ્વરૂપ ધારણ કરીને જે દિવસે માનવીની અંતિમ વેદના ઉપર પગ મૂકીને તે એકલો આવીને ઊભો રહે છે ત્યારે તેને ઓળખી લેવો જોઈએ — એ વખતે જરા અમથી ભૂલ પણ નથી સહી લેવાતી. નહિ તો એ મોં ફેરવી ચાલ્યો જાય ! ૭



મૃત્યુનો શોક જેમ ભારે હોય છે, તેમ તેની શાંતિ, તેનું માધુર્ય પણ જબરૂં હોય છે. ૭



ભગવાન ! કોને હાથે કોને તું ક્યારે શું આપે છે, એ કોઈ કહી શકતું નથી. ૮



'મિથ્યા વડે સત્યને ઢાંકી દઈને સત્યનો પ્રચાર થઈ શકતો નથી. સત્યને સત્ય સ્વરૂપે જ રજૂ કરવું જોઈએ. તો જ માણસો પોતપોતાની બુદ્ધિ અનુસાર એ સમજશે — આજે, નહિ તો કાલે. મિથ્યા અને સત્યને ભેળસેળ કરી રજૂ કરવા જેવું પાપ આ દુનિયામાં ભાગ્યે જ બીજું હશે.' ૮



પૈસા હોય એટલે બધી વસ્તુ સુગમ થઈ પડે છે. ૮



'ઈશ્વરમાં માનું છું અને ભૂતની બીક રાખતો નથી — એ વાત બિલકુલ અશક્ય છે.'



જે વસ્તુ પોતાને ન સમજાય તે બીજાને સમજાવવાના મિથ્યા પ્રયત્નો ન કરતા. જેને તમે જાતે જ ઓળખતા નથી તેનો ગમે તેવો પરિચય બીજાને આપશો નહિ.



ગીલેટ લગાડી અણઘડને તમે ભોળવી શકશો, પણ જે લોકો જાતે બળી બળીને સોનાનો રંગ પારખતા થયા છે, આ દુઃખ ભર્યા વ્યવહારમાં જેઓ ડૂબકીઓ ખાઈને બહાર નીકળેલા છે તેમને તમે કેવી રીતે છેતરી શકશો? ૮



ભગવાન એક જ સ્થળે ગોંધાઈ રહેલા નથી. એટલે એક સ્થળે ભોગ ન પામવા છતાં બીજે સ્થળે તેમને મળી રહેવાનો છે. ૮



સીધી વાત પણ વખતે એવી તો વાંકી થઈ જાય છે કે દુનિયાની ઘણી બધી વાંકી વસ્તુઓ પણ એની આગળ હાર ખાઈ જાય! ૮



'પોતાની જાત ઉપર પણ માણસને એક સાચો અધિકાર છે. પોતાની જાત છે માટે તે બીજા કરતાં તુચ્છ નથી.'



'ભગવાન મેળવી શકાતો નથી એટલા જ માટે માણસ પોતાનું સર્વસ્વ આપી દઈને તેને મેળવવા ચહાય છે.' ૮



સારૂં નરસું માપી આપવા પહેલાં તમારા ગજને માપવાનો ગજ ખોટો નથી એ જોવું વધારે જરૂરી છે. ૮



અરિસામાં માણસનું પ્રતિબિંબ પડે છે, તે પ્રતિબિંબ કંઇ માણસ નથી, એ તો જાણીતી વાત છે. છાયાને માણસ સમજી પકડવા જઈએ તો ભૂલમાં જ પડીએ. ૮



એંજિનને જે શક્તિ આગળ ધકેલે છે તે જ વસ્તુ તેને પાછળ પણ ધકેલી શકે છે. ૮



ધરતી તો સદાકાળ આકર્ષણ કર્યા જ કરે છે, પરંતુ એ આકર્ષણથી આત્મસમર્પણ કરવાનું તો વૃક્ષના પાકા ફળથી જ બની શકે છે, કાચાથી નહિ. ૮



'પાપ જો મનુષ્યના લોહીની સાથે ભળી ગયેલું ન હોત તો એક ન્યાય સિવાય સંસારમાં બીજું કંઈ રહી શકત નહિ. દયા, માયા, ક્ષમા, વગેરે હૃદયની વૃત્તિઓનાં નામ સુદ્ધાં કોઈના જાણ્યાનાં આવત નહિ. ૮



નિર્દોષ હાસ્યપરિહાસની અતિશયતામાં કેટલીકવાર વિષનું બીજ આવી પડે છે અને કોઈ ન જાણે તેમ, અજ્ઞાતપણે મોટું થઈને વિષવૃક્ષ રૂપે પરિણમીને એક સમયે સમસ્ત કૌટુંબિક સંબંધ કલુષિત કરી નાખે છે. ૮



પાણી જોતાં જ કોઈને તરસ લાગતી નથી, તો રૂપ જોતાં શું કામ તેની પિપાસા જાગી ઉઠે? ૮

વણમાગી દયા કરવામાં પણ કંઈ શરમાવા જેવું નથી. ૯

'જ્યાં આગળ વિરૂદ્ધ હૃદયો ભેગાં મળે છે ત્યાં આગળ ભગવાનનું આસન હોય છે.' ૯

જે પ્રાપ્ય નથી તે શી રીતે ભિક્ષામાં પણ લઈ શકાય? ૯

જેનું જ્યાં સ્થાન ન હોય, જેનું જ્યાં પ્રયોજન ન હોય ત્યાં તે ટકતું નથી. ૯

દરેક જણ જાણી બૂઝીને અપરાધ કરતું નથી.—દરેક જણ જો દરેક પ્રકારની રીતિ નીતિ, આચાર–વ્યવહાર જાણતું હોત, તો પછી પંચાત શાની રહેત? ૯

જો માનવી પોતે વિશુદ્ધ હોય તો પ્રત્યેક ધર્મમાંથી તેને સો ટચના સોના જેવી વસ્તુ મળી જ આવે. ૯

જે શુભ કાર્ય છે તેનો અધિકાર માણસ જન્મની સાથેજ ભગવાનની પાસેથી પામે છે. માણસની પાસેથી હાથ લંબાવી એ લેવો પડતો નથી. એ અધિકાર આપવા ઉપર આધાર નથી રાખતો, લેવા ઉપર આધાર રાખે છે. ૯

ગરીબ પણ ભગવાનનું સ્વરૂપ છે. તેમની સેવાનો અધિકાર સૌને છે. ૯



'ભળતી જ ઓળખાણ આપી પોતાને વિષે ચર્ચા સાંભળવી અને સંતાઈને ચોરી છૂપીથી સાંભળવું એ બંને સરખાં છે એમ તમને નથી લાગતું?' ૯



પાર્થિવ સુખ એ જ એક માત્ર સુખ નથી. ઊલટું ધર્મને માટે, પરને માટે તે સુખનું બલિદાન દેવામાં જ ખરું શ્રેય છે. ૯



સત્યનું સ્થાન હૃદયમાં છે, જીભમાં નહિ. કેવળ જીભે બોલાઈ છે એટલાથી જ કોઈ પણ વસ્તુ કદી સાચી ઠરી જતી નથી. તેમ છતાં જે લોકો એને જ સૌથી ઊંચે સ્થાપવા માગે છે, એ લોકો સત્ય પરની પ્રીતિને લીધે જ એમ કરે છે એવું નથી, પરંતુ સત્ય ભાષણના દંભ પરની પ્રીતિને લીધે એમ કરે છે. ૯



પાકું બીજ પણ પથ્થર પર પાડવાથી નકામું બની જાય છે. ૧૦



'સાક્ષીઓ બેટા ક્યાં સંતાઈને બધું જુએ છે એ કહેવું મુશ્કેલ છે.' ૧૦



નજર સામે રાખવાથી જ શું વતુસ્ને રાખી શકાય છે? એનું બંધન જ્યાંથી શરૂ થાય છે ત્યાં આંખોની દૃષ્ટિ નથી પહોંચી શકતી. ૧૦



'શોખથી જ્યારે ઝાડ વાવ્યું છે ત્યારે એનાં ફળ પણ ચાખવાં જ પડશે.' ૧૦



કર્તવ્યની સમજ બધાની કંઈ ઓછી જ એક હોય છે? ૧૦



સંસારમાં સાધારણ મનુષ્યની બુદ્ધિ કોઇના કર્તવ્યની સમજ જો એકદમ જુદી પડી જાય તો તેથી તેની બદનામી ફેલાય છે. ૧૦



દુનિયાનો સૌથી ચાલાક માણસ પણ ક્યારેક મહા ભયંકર ભૂલો કરી બેસે છે. નહિ તો સંસાર કેવળ મરુભૂમિ બની જાત, ક્યાંયે રસ જ ન રહેત. ૧૦



અપરાધ માણસ જ કરે છે. માણસને માટે તો અપરાધની સૃષ્ટિ છે. ૧૦



સેવાથી આરામ મળે છે ખરો, પણ સેવાના ઢોંગમાં આરામ કે તૃપ્તિ કંઈ જ નથી મળતું. ૧૦



માત્ર દવાનાં નામથી દર્દીને લાભ નથી થતો. ૧૦



ચોર ડાકુઓમાં પણ વિશ્વાસ નામની એક ચીજ હોય છે. એ લોકો પણ અંદર અંદર વિશ્વાસ નથી તોડતા. વિશ્વાસઘાતક પ્રત્યે એમને ઘૃણા હોય છે. ૧૦



જેને અંત નથી તેને આદિ પણ નથી—એ તો માત્ર દર્શન-શાસ્ત્રનાં વચનો છે — શબ્દો માત્ર. એનાથી દુનિયા ચાલી શકતી નથી. ૧૦



'જે પોતાની ઇચ્છાથી બધું છોડીને જાય છે તેની સાથે લડાઈ નથી થઈ શકતી.' ૧૦



'દુનિયામાં જેને રોટલાનું ઠેકાણું નથી, તે જ બીજાના રોટલાનો સૌથી મોટો બાધક છે.' ૧૦



સંસારમાં જૂઠી વાતોની ખોટ નથી, પરંતુ એનો પ્રતિવાદ કરવા માટે જે જૂઠાં કાર્યો ઊભાં થાય છે એનો ભાર સહેવો મુશ્કેલ છે. ૧૦



'મા જનેતા જ મા નથી, જે આપણું પોષણ કરે છે તે મા ધરિત્રી પણ મા છે.' ૧૦



લોહી માંસના હૃદયને જીતી શકાય, પણ પથ્થર સાથે તે કેટલુંક ઝગડાય? ૧૧



ધર્મ, અહિંસા અને શાંતિના કેફમાં સભ્યતાની હદ કૂદી જવાય ત્યારે સંસ્કૃતિનું મૃત્યુ જ નીપજે. ૧૧



બકરીના દૂધથી ચાલતું હોત તો કોઈ ગાય રાખત નહિ. ૧૧



માણસ બનીને જન્મવામાં જે ગૌરવ રહ્યું છે એ ન સમજે તે માણસ શાનો? મરણના ભયથી પર થવું એમાં જ ખરી માણસાઈ છે! ૧૧



એક જણનું ભલું કરવા જતાં બીજા કોઈનું બૂરું કરવું જ પડે એ વાતને હું પરમ સત્ય ગણી શકતો નથી. ૧૧



માણસ મરવાનો જ. એ ગમે તેટલો મોટો હોય, પણ એની ખોટ પડે ત્યારે બધી ખાનાખરાબી થઈ જશે એમ માનવાનું કારણ નથી. ૧૧



જે આગનો તણખો ગામનાં ગામ બાળી નાખે છે તે પ્રમાણમાં તો આવડો અમથો હોય છે! ૧૧



માણસને વગર કારણે હલકો ગણવો, એના તરફ ઘૃણાની નજરે જોવું, એના પર દ્વેષભાવ રાખવો — ઈશ્વર એવું કદી માફ નહિ કરે. ૧૧



એકની એક વાત ફરીફરીને બોલવાથી સારી નથી બની જતી! ૧૧



સાપ કાંઈ વિલાયતથી થોડા જ આવ્યા હોય છે! સાપને પણ ધર્મજ્ઞાન હોય છે, વિના વાંકે એ નહિ કરડે. ૧૧



મિથ્યાને મોટાઈ આપી જેટલે ઊંચે ચડાવશો, તેટલું દુઃખ, તેટલો ગંદવાડ, તેટલો અનાચાર એમાં ભેગો થવાનો જ. ૧૨



ટપ્પાનો ઘોડો પણ કોઈ કોઈ વાર માથું ઊંચકે છે. ૧૩



પૈસાની સાથે કંઈ પાપનું તોલ કરી ઘરમાં રાખી શકાય એમ નથી! ૧૩



વાસનાની અગન તીખાં મરી ખાનારની અગન પેઠે જેમ જેમ બળવા લાગે છે તેમ તેમ તેની તૃષ્ણા વધતી જ જાય છે, ૧૩



જેણે 'ઍગ્નૉસ્ટિક' (અજ્ઞેયવાદી) શબ્દ પહેલો શોધી કાઢ્યો, એણે તો માત્ર લોકોની આંખમાં ધૂળ નાખવા પોતાની એક સોળ આની કલ્પનાની પાછળ બીજી એવી આકાશ–પાતાળ પહોળી દલીલ જોડી કાઢી પોતાનો બચાવ સાધેલો.



દુનિયાના સૌથી મોટા નાસ્તિકો સૌથી મોટા મૂર્ખ હોય છે એ જોઈને મને ભારે ગમ્મત પડે છે. ભગવાનની લીલા અપાર છે. આ 'નાસ્તિક' રૂપે ઈશ્વર જ એમનું પંદર આની મન ભરી રહેલ છે, એની એમને ખબર પડતી નથી. સપ્રમાણ કે અપ્રમાણ એક તેના જ ચિંતનમાં એમનો આખો દિવસ જાય છે અને પાછા કહે છે કે 'દુનિયામાં લોકો કેવા મૂર્ખ છે! તેઓ સવારસાંજ બેસી કોઈ કોઈ વાર ભગવાનનું ચિંતન કરે છે!' ૧૩



ખરી વાત એ છે કે સૂરજ કરતાં તપેલી રેતીથી જ વધુ જજેલા પડે છે! ૧૩



દારૂડિયો તેના દારૂડિયા દોસ્તને ભલેને ગમે તેટલો ચાહતો હોય, પણ આશરો લેવાનો વખત આવશે ત્યારે તો જે દારૂ નહિ પીતો હોય તેનો જ આશ્રય દેશે. ૧૩



ગૃહસ્થ ઘરની સ્ત્રીઓ માટીનાં કોડિયાં તૈયાર કરતી વખતે જેમ તેલ અને દિવેટ પૂરે છે, તેવી જ રીતે તેમાં એક સળી પણ મૂકે છે. દીવાની જ્યોત જ્યારે ઓછી થવા માંડે,—ત્યારે એ નજીવી સળીની ખૂબ જ જરૂર પડે છે,—એના વડે જ દીવો સતેજ કરી શકાય છે; એ ન હોય તો તેલ અને દિવેટ હોવા છતાંયે દીવો હોલવાઈ જાય. ૧૪



કાલે જે નહોતું તે આજે નહિ હોય અથવા કદી નહિ હોય એમ ન જ કહી શકાય. ૧૫



ભલું કરવું છે એમ કહેવાથી જ ભલું કરી શકાતું નથી. શરૂઆતનાં અનેક નાનાં મોટાં પગથિયાં વટાવવાની ધીરજ હોવી જોઈએ. ૧૬



ઉપકારનો બદલો કોઈ ઉપકારથી ન વાળતાં ઊલટો અપકાર કરે તો તેમાંયે શું ઊંધું ચતું થઈ જવાનું હતું? પણ એ કૃતઘ્નતા તો ઉપકાર કરનારને પણ હેઠો પાડે છે. ૧૬



પાપ જો આડે આવે નહિ, તો પાપ આટલાં ભયંકર શાનાં કહેવાય? ૧૬



એકનો એક દીકરો થયો, એટલે કંઈ ધર્મનો દંડ માનું મોં જોઈને છાનો બેસી નહિ રહે. ૧૬



'કોઈ પણ કામ કદી પણ ફોગટ જતું નથી. તેની શક્તિ એક નહિ, તો બીજી જગ્યાએ જઈને કામ કરે જ છે, પણ શી રીતે કરે છે તે બધો વખત સમજાતું નથી. અને એ જ કારણે આજ સુધી આ કોયડાનો ઉકેલ આવ્યો નથી કે એકને પાપે બીજાને શા માટે પ્રાયશ્ચિત કરવું પડે છે? પરંતુ, એ કરવું પડે છે એમાં તો લેશ પણ શંકા નથી.' ૧૬



કૂતરું હડકાયું હોય તો તેનાથી બીવું તો પડે્તો! ૧૭



પોતાનું અપમાન થાય તે સહન કરવું એ કાંઈ નાની સૂની શક્તિ નથી. ૧૭



પ્રાયશ્ચિત તો પાપને માટે કરવું પડે, જેણે પાપ કર્યું નથી, એને વળી પ્રાયશ્ચિત કેવું? ૧૮



જેની મહેલ જેવી હવેલી નદીમાં ભાંગી પડવા બેઠી હોય તેને કંઈ મૂઠી લાકડાં ને ઈંટ બચાવવા નદી સાથે ઝઘડવાનું મન નથી થતું. ૧૮



માણસ માત્ર પાપપુણ્ય કર્યાં કરે છે,—એમાં મને સ્ત્રી પુરુષનો કશો ભેદ દેખાતો નથી. ૧૮



હિંદુઓની કન્યાઓ બાળપણથી જ નાના છોડવાઓને દેવ માનીને પૂજતાં શીખે છે. ૨૨



આ કલિયુગ જ એવો છે કે તમે મરો કે જીવો કોઈ તમારો વિશ્વાસ નહિ કરે. ૨૨



એક માણસના ગુનાની સજા બીજાને કેમ ભોગવવી પડે છે એના જવાબમાં હું તો એટલું જ જાણું છું કે ભોગવવી પડે છે— કેમ ભોગવવી પડે છે તેની મને ખબર નથી. ૨૪



જે શિક્ષણ માણસના હૃદયને સંકુચિત અને સ્વાર્થી બનાવી દે તે શિક્ષણનું મહત્ત્વ અને મૂલ્ય, કોઈ જમાનામાં ગમે તેટલું હોય, પણ આજે જરાયે નથી. ૨૪



આ સ્વર્ગ મેળવવાનો ધંધો જ એવો છે કે એક વખત એ શરૂ થયો કે પછી એને શમતાં વાર લાગે છે. અનિશ્ચિત ફળ કે લાભની આશા જ માણસને પાગલ બનાવીને આગળ ને આગળ ખેંચી જાય છે. ૨૪



જે શ્રદ્ધા દુઃખોને સફળતાપૂર્વક સહન કરે છે અને જેની

ગહનતા દુઃખ અને ત્યાગના સમયમાં કસોટીએ ચડે છે એ જ ખરી શ્રદ્ધા છે. ૨૪

ø

મૃત્યુની વેદના બીજા બધા દર્દને દૂર કરીને એકલી જ સર્વોપરી બની રહે છે. ૨૫

ø

'સાપની કાંચળીને લાઠીનો માર મારવાથી શો લાભ?' ૨૫

ø

કોઈ પણ મહાન વસ્તુ દુઃખ સહન કર્યા વગર મળતી નથી. ૨૫

ø

દુઃખ ગમે તેટલું મોટું હોય, પણ એને સહેવું એમાં જ મનુષ્યત્વ છે. એમાં જ મનુષ્યનું મહત્ત્વ છે. વિવશ બની સંસારત્યાગ કરવામાં મર્દાઈ નથી. ૨૫

ø

કોઈ પણ આશાતીત સ્વપ્નું કે કલ્પના સિદ્ધ થાય છે ત્યારે માનવ એમાં પોતાની શકિત કરતાં કુદરતની શકિતને જ વધારે યશ આપે છે. આ માનવસહજ ભાવના લગભગ જીવનપ્રાપ્ત છે. આ ભાવનાથી પર થઈને જે પોતાની શ્રદ્ધા અને પોતાની શક્તિથી જ પોતાનાં સ્વપ્નાં, કલ્પનાઓ અને આદર્શો સિદ્ધ કરે છે એ માનવદેવ છે, પુરુષોત્તમ છે. ૨૫

ø

'બધાંય મંદિરોમાં દેવતાની પૂજા નથી થતી એ સાચું, તેમ છતાં તે દેવતા તો છે જ. તેને જોઈ માથું ન નમાવી શકે તો ભલે, પણ એને કચડી જઈ શકશો નહિ.' ૨૭

ø

'સાચું જ કહું છું તમને, મોટા મોટા માણસોની ચોપડીઓ વાંચી માણસ સુધરી જાય, એકબીજાને ચાહવા લાગે એવું ક્યાંયે હોતું નથી; એ લોકોએ તો એવી એવી ચોપડીઓ લખી દીધી છે કે વાંચીને એક માણસને બીજા માણસ પર ઘૃણા ઉત્પન્ન થાય,— દરેક માણસનું હૃદય એ ખરેખર ભગવાનનું મંદિર છે એવું એના માન્યામાંજ ન આવે !' ૨૭



ભાંગી નાખીને એ (ઈશ્વર) કેવી રીતે ઘડી દે છે, ખૂંચવી લઈને એ કેવી રીતે પાછું દે છે, એ વાત કોઈક જ જાણે છે ! ૨૭



ધર્મ પાળવાથી લોકાચાર પળાય છે એવું નથી, અને લોકાચાર પાળવાથી ધર્મ પળાય છે એવું પણ નથી. લોકાચારને નહિ અનુસરીએ તો દુઃખ આવે છે. બધા જ એ દુઃખ સહન કરી શકતા નથી, સહન કરવાની જરૂર પણ બધી વખતે નથી હોતી. ૨૭



'દેશભેદની સાથે સાથે ધર્મના પણ જુદા જુદા ભેદ થઈ ગયા છે. ધર્મની જે મૂળ વાત છે તે પરલોકને લગતી છે મરણ એ જ જીવનનો અંત નથી, એ એને કહેવાનું છે. ઈશ્વરને કદાચ બધા ધર્મો નહિ માનતા હોય, પરંતુ મરણ થવાથી જ છૂટકો થતો નથી એ વાત હબશીઓના દેશથી માંડી લેપ લોકોના દેશ સુધી તમામ દેશોના ધર્મો સ્વીકારે છે. વિચારવાની રીત જુદી હોય એ બને, પરંતુ વિચારવાની મૂળ વસ્તુ એક છે !' ૨૭



કર્મફળની વાત જો સાચી હોય તો પતિપત્નીનો ચિર સંબંધ કદી સત્ય હોઈ શકે નહિ. નહિ તો સત્કર્મ દુષ્કર્મનો કંઈ અર્થ રહેતો નથી. ૨૭



મનમાં ને મનમાં આપવા લેવાનો અધિકાર જો કે સૌને સરખો છે, પરંતુ વળગવા પહેલાં સહકારનો પણ મતામત પૂછવાની લતાને જરા જરૂર રહે છે. ૨૯



પોતાની બેદરકારીથી સારો માણસ પણ ખરાબ થઈ જાય એવું બને છે. ૩૦



હલકી જાતના લોકો માટે સ્વર્ગમાં રથની વ્યવસ્થા છે કે પછી અંધારામાં પગે ચાલીને જ તેમને રવાના થવું પડે છે એ મને ખબર નથી. ૩૧



કોહિનુરને કોલસો કહીને અને ઉપનિષદના બ્રહ્મજ્ઞાનને ભૂતનો ભય કહીને, તેના યથાર્થ મૂલ્યથી વંચિત કરવાનું કદી શક્ય નથી. ૩૩



સંસ્કૃત માણસની સ્વસ્થ સંયમી શુભ બુદ્ધિ જે અધિકાર સ્ત્રીજાતિને અર્પણ કરવાનું કહે છે તેથી જ માણસની સામાજિક નીતિ જળવાય છે અને તેથી જ સમાજનું કલ્યાણ થાય છે. અમુક પ્રજાના ધર્મ પુસ્તકમાં શું લખેલું છે ને શું નથી એથી નથી થતું. ૩૩



પોતાની કન્યા બીજા લઈ જાય તે મહા અપમાન, અને બીજાની કન્યા પોતે ખૂંચવી લાવી શકે તો મહા ગૌરવ ! ૩૩



કોઈપણ રીતે ફક્ત જીવતા રહેવું એ જ મનુષ્યનું જીવન નથી. ૩૩



કર્તવ્યનો અર્થ માત્ર પોતાનું જ કામ એટલો નથી, બીજાને પણ બરાબર તેટલું જ કામ કરવાનો અવકાશ અપાય છે કે નહિ તે પણ છે. ૩૩



દુનિયામાં કોઈનો યે સાચો વિશ્વાસ કદી નકામો જતો નથી. ૩૩



'માણસની યોજના, માણસની ઈચ્છા, અને માણસની માલિકી વળી કેવી ? પેલો અદૃશ્ય રસિક જે દિશા ભણી ઈશારો કરે છે એ દિશાએ જ આપણે જવું પડે છે. એ બાજીગરની રમતનાં આપણે સોગઠાં છીએ.' ૩૪



દુનિયામાં જે મફત લઈએ છીએ તેનું ઋણ બેવડું ચુકવવું પડે છે. ૩૪



અસલ અને નકલમાં શું ખોટું ને શું સારું તે પારખવું મુશ્કેલ થઈ ગયું છે. દુઃખને પંથે પળ્યા વિના જીવન અને જીવન-સુખનો અર્થ સમજાતો નથી. ૩૪



સંસારમાં સંસારી બનીને, હરહમેશ નકલથી જ કામ ચલાવી, આપણે મૂળ વસ્તુને ભૂલી ગયા છીએ. ૩૪



સ્વચ્છ સફેદ કપડાંમાં કાળો ડાઘ ન પડે એટલું જ આપણે જોવાનું છે. કાજળની કોટડીમાં શાહી ઢોળવાથી નુકસાન નથી થતું. ૩૫



પ્રજાનો ગુસ્સો કોઈ પણ રાજા સહન કરવા ઇચ્છતો નથી, તો પછી વિધાતા શાનો સહન કરે ! ૩૫



નારી પણ જગતનું અમૂલ્ય રત્ન છે. તરતાં આવડે છતાં, રત્ન લેવા સાગરમાં ડૂબવાની બીકે ન જવું એ તો દુર્બળતા કહેવાય. ૩૫



ઇશ્વર માણસનું મન તપાસે છે. પૂરેપૂરા વ્યાકુળ પ્રાણથી જે પ્રાર્થના કરે છે તેની પ્રાર્થના ઇશ્વર નિષ્ફળ જવા દેતો નથી. ૩૫



રાતના જામેલા અંધકારને તરલ કરીને સૂર્યદેવ આકાશની પૂર્વ સીમા કબજે કરે કે તરત જ પથારીનો ત્યાગ કરવો — એ સંસારના સર્વ પ્રાણીઓની એક અનાદિ કાળની પ્રથા છે. ૩૫



અંતરાત્માની દૃઢ શ્રદ્ધાનું બલિદાન દઈને, અંધારામાં ડૂબેલા દેવતાહીન ચંડીમંડપમાં ખાલી હાથે ઊભા રહેવું; દિલની વાત છુપાવી રાખી, મોઢે વિશ્વપ્રેમની ઘોષણા કરવી; એ દુકાનદારી નહિ તો બીજું શું છે! એકની અંદર તો તેને ગ્રહી શકે નહિ, ને અનેકની અંદર તેને જોવા જાય એ વિડંબના નહિ તો બીજું શું! ખરા દિલથી એકમાં જ પ્રેમામૃત ઢાળી દેવાથી જગત અમૃતમય બની જાય છે — અને અનેકમાં પણ એ 'એક'જ દેખાય છે. ૩૫



[ ગાઈ બજાવી ગ્રાહકોને ખુશ કરવાનો ધંધો કરનારીઓનાં ] ઘરોમાં પેસતાં જ લાગ્યું છે, આમાં માણસ પળવાર પણ રહી શકે છે તેવી રીતે? એનાં હાંડી ઝુમ્મરો, તખતા, છબીઓ, ગ્લાસકેસ—એ બધાથી આનંદને બદલે ભય પેદા થાય છે—જાણે શ્વાસ લેવાને યે આટલી જગા ન મળે. અનેક માણસોની અનેક પ્રકારની કામનાઓ, અને ઇચ્છાઓની ભેટો એવી ખીચોખીચ, એક પર એક ખડકલો થઈને પડે છે કે એ જોતાં જ એમ લાગે કે આ નિર્જીવ ચીજોની જ જ પેઠે તેમના સજીવ દાતાઓ પણ આ ઘરમાં જરા અમથી જગાને માટે આવી રીતે ભીડ કરી અંદર અંદર ધક્કાધક્કી ને પડાપડી કરી રહ્યા છે! ૧



મોટા માણસોનો ગુસ્સો અમથો અમથો થાય ને અમથો અમથો જ જાય! તે વખતે નજર બહાર ન રહે તો નોકર ચાકરનું તો આવી બન્યું જ સમજવું! ૧



ક્યાંય કોઈ એક મહા વિદ્વાન પુરુષના લેખમાં વાંચ્યું હતું કે આપણ સમાજે 'જાતિભેદ'ના રૂપમાં જે એક મહાન સામાજિક પ્રશ્નનો ઉત્તર જગત સમક્ષ રજૂ કરી દીધો છે, તેની સંપૂર્ણ મિમાંસા હજી પણ થઈ નથી. આવી કંઈ વાતનો કે આ બધા યુક્તિહીન બળાપાનો ઉત્તર દેવાનું જેમ મન થતું નથી, તેમ 'થયું નથી', 'થશે

નહિ' કહીને પોતાના પ્રશ્નનો પોતે જ મોટે અવાજે ઘોષણા કરીને ઉત્તર દઈને જેઓ દબીને બેસી જાય છે તેમને પણ જવાબ દેવો કઠણ છે. ૧



બંગાળનાં અને બિહારનાં ગામડાં વચ્ચે કશી સરખામણી જ ન થાય. બિહારમાં સ્ત્રી પુરુષ, ઝાડપાન, હવા પાણી—કશુંયે પોતાનું હોય એવું લાગે નહિ. સવારથી તે સાંજ સુધી આખું મન કેવળ માત્ર ખાઉં ખાઉં કર્યા કરે. ૧



ગમે તે રીતે ટકી રહેવામાં જ શું ખરી સાર્થકતા છે? કોળી છે, ભીલ છે, સાંતાલ છે, પૅસિફિક મહાસાગરમાં કેટલાયે નાના મોટા ટાપુઓની કંઈ કંઈ નાની મોટી જાતિઓ મનુષ્યની સૃષ્ટિ ઉત્પન્ન થઈ ત્યારની ટકી રહી છે. એથી કરીને તેઓ સામાજિક આચાર વ્યવહારમાં સર્વશ્રેષ્ઠ છે એવો અદ્ભુત સંશય તો કોઈના પણ મનમાં નહિ ઊઠે. ૧



સામાજિક પ્રશ્નો ટોળાબંધ દેખાતા નથી. કદી કોઈ વાર એકાદ પ્રગટ થાય છે. ૧



જે સમાજમાં પોતાને સહેજે વિશાળ કરવાની શક્તિ નથી, એ પાંગળા જડ સમાજને માટે હું મનમાં જરા પણ ગૌરવનો અનુભવ કરી શકતો નથી. ૧



શરીરની ચામડી જો જરા વધારે જાડી ન કરી શકાય તો સંન્યાસી તરીકે જીવવું ભારે થઈ પડે. મચ્છર કરડવાની બળતરાથી

'નથી જોઈતો મોક્ષ' એમ થાય. બીજી બાબતોમાં બંગાળીઓ ગમે તેટલા હોશિયાર હોય, પણ આ વિષયમાં તો બંગાળીના કરતાં હિંદુસ્તાની ચામડી સંન્યાસને માટે વધારે અનુકૂળ છે એ કબૂલ કરવું જ પડશે. ૧



આ આદર્શ હિંદુ સમાજના સૂક્ષ્માતિસૂક્ષ્મ જાતિભેદની વિરૂદ્ધ બળવાનો ભાવ હજીયે મારા મનમાંથી ગયો નથી. ૧



આ જાતિભેદ ખૂબ સરસ પણ હોઈ શકે; એને લીધે જ જો સનાતન હિંદુ જાતિ આજ લગી જીવતી રહી છે તો એના પ્રચંડ ઉપકાર સંબંધી હવે શંકા કરવા જેવું શું છે? ક્યાંક કોઈ બે ત્રણ કમનસીબ છોકરીઓ દુઃખ સહન ન થવાથી ગળે ફાંસો ખાઈ મરી જશે એમ સમજી એનું કઠોર બંધન રજ પણ શિથિલ કરવાની કલ્પના કરવામાં પણ પાગલપણું છે. ૧



ગામડાગામમાં ઉધાર રૂપિયા આપવાનો રિવાજ નથી. રૂપિયા તો શું, પણ ખાલી હાથે એક પાવલી ઊછીની માગો તો પણ સૌ સમજશે કે એ તો ખાલી મજાક કરે છે. કારણકે ખાલી હાથે ઉધાર માગે, એવો મૂરખ વળી દુનિયામાં કોઈ હશે એ વાત ગામડાગામના લોકો કલ્પી જ શકતા નથી. ૨



જે લોકો સ્ટીમરનું ભાડું વધારે આપી શકતા નથી તે સૌ કૂલી છે, ચાના બગીચાના કાયદામાં શું લખ્યું છે તે માલુમ નથી, પણ સ્ટીમરનો કાયદો આ છે. ઉપરી સાહેબો એ પણ જાણે છે કે કૂલી લોકોની જીવનજાત્રાનો સાજસરંજામ એવો કંઈ હોઈ શકે નહિ,

અને ખરેખર હોવો જોઇએ પણ નહિ કે જે તે પોતે એક જગાએથી બીજી જગાએ માથે ચડાવી લઈ જઈ શકે નહિ. ૨



એટલું મેં દેશપરદેશમાં બધે જોયું છે કે જ્યાં શરમાવા જેવું હોય છે, ત્યાં બંગાળી શરમીંદો થાય જ છે. હિંદુસ્તાનના બીજા લોકો પેઠે બેશરમ ધક્કાધક્કી કે મારામારી એનાથી થઇ શકતી નથી. ૨



પૈસો ખરચી શકીએ તો સાક્ષાત યમરાજને ઘેર પણ મામાના ઘરનું સુખ આવી મળે છે. ૨



પોતાના જ ગામમાં ગોંધાઈ રહી, આખી જિંદગી બેઠાં બેઠાં વિતાવવી—માણસને બધી વાતે સંકુચિત કરી દેનાર આવો શત્રુ બીજા કોઈ પણ દેશમાં નથી. ૨



'જેઓ સમાજની જરાયે પરવા કરતા નથી, તેઓ જ સમાજની વધારે નિંદા કરતા ફરે છે. એવા લોકોને પારકા સમાજનું યે હિત કરતાં આવડતું નથી, ને પોતાના સમાજનુંયે હિત કરતાં આવડતું નથી.' ૨



'(વિલાયત જઈ આવેલા ભદ્ર બંગાળીઓમાંથી) જેઓ પોતાને બ્રાહ્મ કહેવડાવે છે તેઓ બ્રહ્મોસમાજનો નાશ કરી રહ્યા છે. તેઓ પોતે કોણ છે, એ પહેલાં નક્કી કરી લઈ પારકાને માટે રોવા બેસે તો તેથી કદાચ તેમનું પોતાનું પણ ભલું થાય અને જેમને માટે રૂએ તેમનું પણ કંઈ ભલું થાય.' ૨



ઘર છોડી બહાર નીકળી પડવાનો રસ્તો જોઇએ તેવો ખુલ્લો હોવા છતાં પાછા ફરવાનો રસ્તો પણ તેવો જ લાંબો પહોળો પડ્યો હોય છે, એવી આશાની કલ્પના કરવાનું સાહસ, બંગાળાની આબો-હવામાં ઉછરેલો હોવાથી હું કરી શકતો નથી. ૨



આપણા દેશમાં આજે અસંખ્ય જાતિભેદની સાંકળ છે—તે બેઉ પગે પહેરી રૂમઝૂમ કરતા વિચરણ કરવામાં કેટલી શોભા અને કલ્યાણ રહેલાં છે, એની ચર્ચા કરવાનું આ સ્થાન નથી;--બાકી વસ્તુતઃ જે દેશમાં અડવા અભડાવવાનો બાધ નથી, એવા દેશમાં પગ દેતાં જ આ જમાનાજૂની વંશપરંપરાથી ઊતરી આવેલી અડવા અભડાવાની સાંકળ કોણ જાણે કેવીયે રીતે રાતોરાત ક્યાંની ક્યાં ઊડી જાય છે! ૨



હલકી જાત ગણી ઘૃણા કરી છેટે રાખવાની ખરાબ ટેવ છોડવી બિલકુલ મુશ્કેલ તો નથી. છતાં જે લોકો એ છોડતા નથી, તેઓ છોડી શકતા નથી માટે છોડતા નથી એવું નથી; પરંતુ તેનું ખરું કારણ કહું તો તેઓ બાઝવા આવશે. ૨



જે દેશમાં ભદ્ર લોક સુદ્ધાં જાસૂસ મૂકી પોતાના જીંદગીભરના પડોશીનાં છિદ્રો શોધી કાઢવામાં મચ્યા રહે છે, અને એના બાપનું શ્રાદ્ધ બગાડી આત્મસંતોષ અનુભવે છે, એ જ દેશના અશિક્ષિત હલકી વર્ણના કહેવાતા લોકો પણ પરદેશમાં ઊલટી જ રીતે વર્તે છે. દેશ છોડી દેશાવર આવવાનું જ એ ફળ છે. ૨



હિંદુસમાજ પોતાની અંદર ન સામેલ કરે એ તો જાણે સમજ્યા, પણ નાનાં મોટાં બધાં તિરસ્કારની નજરે જુએ એ જીવનભર સહન કરી રહેવું બહુ કઠિન છે.

ધર્મ શબ્દનો જો કંઈ અર્થ હોય, તો—તે હિંદુનો હોય કે પછી બીજા કોઈનો હોય,—આવી મોટી એક ક્રૂર વર્તણૂક કેવી રીતે સત્ય હોઈ શકે એ મારી બુદ્ધિમાં ઊતરતું નથી. ર



પૈસાની ખાતર હિંદુસ્તાની લોકથી ન બને એવું એક પણ કામ આ જગતમાં નથી. ર



દરેકને માટે જુદા જુદા નિયમ ઘડવા જાય તો સમાજની રચના, બંધન બધું જ ભાંગી જાય. ર



ઘરમાં ગાય હોય તો ભલે, નહિ તો આજકાલ માથું પટકીને મરો, તો પણ કોઈ ગામમાં એક છાંટો દૂધ મળવાનો સંભવ નહિ ! ગાય જ નહિ, પછી દૂધ ક્યાંથી ! ર



જગતમાં તમામ સ્ત્રી પુરુષો એક જ બીબામાં ઊતરેલાં હોતાં નથી. તેમનો સાર્થકયનો માર્ગ પણ જીવનમાં એક હોતો નથી. તેમનું શિક્ષણ, તેમની પ્રવૃત્તિ, તેમનાં મનની ગતિ—માત્ર એક જ દિશાએ વહેવડાવી તે બધું સફળ કરી શકાતું નથી. ર



ડાહ્યા પુરુષોનો ગામડાગામમાં છેક અભાવ નથી હોતો. એમને વિષે બીજું ગમે તે કહેવાતું હોય, પણ કોઈને શિખામણના બે બોલ કહેવામાં કંજૂસાઈ કરે, એવો એકે અપવાદ મારા જાણવા

સાંભળવામાં નથી; અને આ શિખામણ એ સોળે સોળ આની સાચી શિખામણ છે, સામાજિક જીવનમાં નહિ પણ કૌટુંબિક જીવનમાં, જીવનયાત્રાના માર્ગમાં એ જ ખરેખરી ઉપયોગી થઈ પડે છે એવું દેશમાં સૌએ માની લીધું છે. ૨



દરેક વસ્તુ મૂલ્ય દ્વારા પરિશુદ્ધ થાય છે, એ શાસ્ત્રના વચનાર્થનું ખરેખરું તાત્પર્ય હૃદયંગમ કરવાનું અને એ શાસ્ત્રવાક્યમાં અવિચલ આસ્થા રાખવાનું અત્યારસુધીમાં જો કોઈથી પણ બની શક્યું હોય, તો એ હિંદુસ્તાનીઓથી જ બની શક્યું છે. ૨



હિંદુસ્તાની લોક બીજું ગમે તેમ, પણ પ્લેગ શબ્દ બહુ સારી રીતે સમજી જાય છે. ૨



પોતાના જીવનની સાર્થકતા દ્વારા જ જગતમાં બીજાના જીવનને સાર્થક કરી શકાય છે, અને વ્યર્થ જાય તો કેવળ પોતાનું જીવન એકલું જ વ્યર્થ જતું નથી, બીજાં પણ અનેક જીવનને તે અનેક તરફથી નિષ્ફળ કરતું જાય છે. ૨



બંગાળના ક્ષુદ્ર નોકરીજીવી અનેક દરિદ્ર ગૃહસ્થ કુટુંબો કેવળ ખોરાકને અભાવે જ મેલેરિયા, કોલેરા, વગેરેનો આશરો લઈને દિનપ્રતિદિન નામશેષ થતાં જાય છે,—મોટા ભાગના ધનિકોની પેઠે, બીજા મોટા માણસોની પેઠે, આ વિરાટ દુઃખની દિશા (સૌનેય) અગોચર જ હોત તો શું ખોટું હતું ! ૨



અંગ્રેજીમાં બે શબ્દ છે: 'instinct' અને 'prejudice' પરંતુ આપણી ભાષામાં ફક્ત એક જ શબ્દ છે: 'સંસ્કાર.' બંનેમાં ભેદ છે એ સમજવું કઠણ નથી; પરંતુ આપણો આ જાતિભેદ --અડવા અભડાવાનું એ 'instinct'ના અર્થમાં સંસ્કાર નથી— સંસ્કાર હોવા છતાં પણ એ પોકળ સંસ્કાર છે. ૨



દેશની ખાતર જે ઘરબારનો ત્યાગ કરે છે તે માત્ર નાનકડા સંસારનો ત્યાગ કરી મોટા સંસારમાં પ્રવેશ કરે છે. ૩



'અત્યારે તો દેશકાલ બધું જ બદલાઈ ગયું છે. વસતીનો ભાર ઉપાડવાની શક્તિ પણ જમીનદારોમાં નથી, એ જવાબદારીનું ભાન પણ એમને રહ્યું નથી. પ્રજાનું લોહી ચૂસવા સિવાય તેમણે બીજું કંઈ જ જાણે કરવાનું નથી. તેમને જમીનદાર કહેતાં પણ આજે તો તિરસ્કાર ઉત્પન્ન થાય છે.' ૩



બુદ્ધિના દોષે માલમિલકત ઘણા ખોઈ બેસે છે, અને તેનું પરિણામ પણ ખૂબ દુ:ખમાં આવે છે, પરંતુ આ દુ:ખ સમાજની અનાવશ્યક આંધળી નિષ્ઠુરતાને લીધે કેટલું વધી જઈ શકે છે (એનો થોડાને ખ્યાલ હશે.) ૩



ઘણા વખતની ઘણી ત્રુટિઓએ, ઘણાં પતનોએ દેશના આખા દેહ પર કાદવ લગાડયો છે. તો પણ, એ સત્યની ખાતરી કરવાની જેને તક મળી છે તે જ જાણે છે કે એ કેવું મહાન સત્ય છે! ૩



માનવસમાજમાં માનવબાળકનું માન નથી, નિમંત્રણ નથી, સ્થાન નથી, કહી આને શું તિરસ્કારથી દૂર કરી દેવું ? એ કરતાં માનવ હૃદયનો ચડતો ધર્મ શું કોઈ નથી ? ૩



મન ભાંગી ગયાં છે અને ઉપાય થઈ શકે તેમ છે તો વ્યર્થ ચીસો પાડી રોજ રોજ મારામારી ધમાધમ કરીને ઘરમાં રહેવા કરતાં છૂટાં થઈ જવું શું ખોટું ? ૩



સભ્ય મનુષ્યોએ એ વાત ખૂબ સારી રીતે સમજી લીધી લાગે છે કે મનુષ્યને પશુ બનાવી શકાય નહિ, તો પશુના જેવું કામ પણ તેની પાસેથી લઇ શકાય નહિ. ૩



દેશમાં નથી જળ, નથી પ્રાણ, નથી આરોગ્ય, — જંગલની ઝાડીથી જ્યાં મુક્તિ, પ્રકાશ અને પવનનો માર્ગ રૂંધાઈ ગયો છે, જ્યાં નથી જ્ઞાન, નથી વિદ્યા, જ્યાં ધર્મ વિકૃત છે, પરિભ્રષ્ટ છે, — મૃતપ્રાય જન્મભૂમિના આ દુઃખનું વર્ણન છાપાંમાં વાંચ્યું હશે, પણ આ 'નથી' એ કેવું ભારે 'નથી' છે [એની કેટલાને ખબર છે.] ૩



'અજબ દેશ છે આ (ભૂભારત)! એની વાટેઘાટે મા બેન ઊભી છે, એમને તરછોડીને જવાની તાકાત ક્યાં છે ! ૩



આધુનિક સભ્યતાનાં ઓ વાહનો (ગરીબો)! — તમે મરો! પરંતુ જે નિર્દય સભ્યતાએ તમારી આવી દશા કરી છે તેને તમે કદી માફ કરશો નહિ ! જો ભાર વહેવો જ પડે તો એને જ તમે વેગથી રસાતાળે વહી લઈ જજો ! ૩



એકનું મર્માન્તિક દુઃખ બીજાની આગળ ઉપહાસની વસ્તુ બની જાય, તેના કરતાં મોટી tragedy પૃથ્વી પર બીજી હશે શું! છતાં એવું જ છે! લોકો ભેગો રહેવા છતાં જે માણસ લોકાચારને માનતો નથી, સામો થયો છે, તે ફરિયાદ પણ કોની પાસે જઈને કરે? આ પ્રશ્ન શાશ્વત અને પુરાતન છે. સૃષ્ટિની શરૂઆતથી આજ સુધી આ પ્રશ્નનું જ ફરી ફરીને પુનરાવર્તન થયા કર્યું છે, અને ભવિષ્યના ગર્ભમાં નજર પહોંચે ત્યાં સુધી આનું સમાધાન દેખાતું નથી! આ અયોગ્ય છે, અનીચ્છનીય છે, તથાપિ આવી ભારે સંપત્તિ, આવું ભારે ઐશ્વર્ય, માણસમાં બીજું ક્યાં છે?

વિદ્રોહી નરનારીઓના આ અનીચ્છનીય હૃદયવેગની કેટકેટલી મૂંગી વેદનાના ઈતિહાસને જ મધ્યમાં રાખીને યુગે યુગે કેટલાં પુરાણ, કેટલી કથાઓ, કેટલાં કાવ્યોનો અભ્રભેદી પ્રાસાદ ચણાઈ ગયો છે! ૩



'મેલેરિયા, કોલેરા, હરેક જાતના રોગથી પીડાઈને લોકો ખલાસ થતા ચાલ્યા પણ કોની કાને પડી છે! સરકાર છે ફક્ત રેલગાડી દોડાવી ક્યાં કોના ઘરમાં શું ધાન થયું છે તે જોઈ શોધી વહેવડાવી લઈ જવા માટે. ધનિકોના ધનભંડાર વધારે વધારે ભરવાના આ અવિરામ પ્રયત્નમાં નિર્બળનું સુખ ગયું, શાન્તિ ગઈ, અન્ન ગયું, ધર્મ ગયાં —' ૩



પૈસા પેદા કરવાના ચેનમાં સ્ત્રી પુરુષ સૌએ જાણે તદ્દન પરાયાં બની ગયાં છે. માત્ર સગાં સંબંધી પડોશીઓને જ નહિ, પોતાનાંને પણ બધી રીતે છેતરી છેતરીને પૈસા ભેગા કરવા એ જ જાણે તેમનો એક માત્ર પરમાર્થ બની ગયો છે. ૩



'નસોની પેઠે દેશને ખૂણે ખૂણે રેલનો રસ્તો જો ન ઘુસી ગયો હોત, તો ખાવાની વસ્તુ વહેવડાવી દઈ પૈસા ભેગા કરવાની આટલી તક ન હોત. અને એ લોભથી માણસ જો આટલો પાગલ ન બની ગયો હોત તો આટલી દુર્દશા દેશની ન થાત!' ૩



વણિકવૃત્તિના તત્ત્વજ્ઞાનને જ તમે ખરું સત્ય સમજી બેઠા છો, પણ ખરું પૂછો તો દુનિયામાં એના કરતાં ભયંકર જૂઠાણું બીજું એક નથી. એ લોકો સમજે છે ફક્ત સોળ આનાના બદલામાં ચોસઠ પૈસા ગણી દેવાનું,—માત્ર દેવું અને લેવું; એ લોકો શીખ્યા છે ફક્ત ભોગને જ માનવજીવનનો એકમાત્ર ધર્મ માનવાનું; તેથી જ તો એમના પૃથ્વીવ્યાપી સંગ્રહ અને સંચયના વ્યસને જગતના તમામ કલ્યાણને ઢાંકી દીધું છે.

આ રેલ, આ મશીન, આ લોકોનો રસ્તો—એ બધાં થયાં પવિત્ર vested interests—એના ગુરુ ભારથી તો જગતમાં ગરીબોને ક્યાંયે શ્વાસ મૂકવા જેટલી જગા નથી રહી!' ૩



રસ્તાનાં કુરકુરિયાં જન્મીને થોડાં વરસ જેમતેમ જીવતાં રહી ક્યાં કેવી રીતે મરી જાય છે તેનો જેમ કોઇ કદી હિસાબ રાખતું નથી, તેમ આ હતભાગી માણસો (અસ્પૃશ્યો)નો પણ દેશ ઉપર એ ગલૂડિયાં કરતાં વધારે કંઇ હકઅધિકાર નથી. એમનું દુ:ખ, એમનું દૈન્ય, એમની તમામ પ્રકારની હીનતા, એમની પોતાની અને બીજાઓની નજરે એવાં સહજ અને સ્વાભાવિક બની ગયાં છે કે માણસને હાથે માણસની આવી ભારે લાંછના થતી હોવા છતાં ક્યાંયે કોઈના પણ મનમાં શરમનો અંશ માત્ર નથી. ૩



જીવનસંગ્રામે ગામેગામના થોડાક નિરૂદ્યમી, કમાણી વિનાના, ઉદાસીન પ્રકૃતિના, ઘણાંનાં વધેલાં ઘટેલાં ઉપર નભતા માણસોનો નાશ કર્યો છે — તેમની સાથે સાથે આખા ગામના આનંદનો પણ નાશ કર્યો છે. ૩



પડોશી થઈને બીજા એક પડોશીનો જીવનયાત્રાનો માર્ગ વગર વાંકે માણસ આટલો બધો દુર્ગમ અને દુઃખમય બનાવી દઈ શકે, એવી હૃદયહીન નિર્દય બર્બરતાનું ઉદાહરણ જગતમાં, મને લાગે છે કે એક હિંદુસમાજ સિવાય બીજે ક્યાંયે જોવા નહિ જડે. ૩



આટલા દિવસ જાણતો હતો કે ફક્ત અસ્પૃશ્ય નીચ જાતિના લોકો જ હિંદુ સમાજમાં દુઃખ ભોગવી રહ્યા છે, પરંતુ આજે જાણ્યું કે કોઈ જ બાકી રહ્યું નથી. બુદ્ધિહીન અતર્કથી એક બીજાનું જીવન દુષ્કર કરી મૂકવું એ જ જાણે આ સમાજના મજ્જાગત સંસ્કાર છે!

આ અન્યાય છે, નીચતા છે એમ ઘણા કબૂલ કરે છે, પરંતુ આ અન્યાયમાં જ રહીને આવરદા પૂરો કરવાને તેઓ કબૂલ છે, પણ પ્રતિકાર કરવાની હિંમત કે જુસ્સો કંઈ જ એમનામાં નથી. જાણવા સમજવા છતાં પણ, અન્યાયનો સામનો કરવાની જેમની શક્તિ આવી રીતે ગૂમ થઈ ગઈ છે તે લાંબો કાળ કેવી રીતે જીવી શકશે તેની કલ્પના પણ કરવી મુશ્કેલ છે. ૩



માણસનાં કર્મ જ ફકત અસ્પૃશ્ય અને અપવિત્ર હોય છે, માણસ નહિ. ૩



'મન જેવી બલા જ શું આપણે આ લોકો (અસ્પૃશ્યો)માં રાખી છે? ઘણા દિવસના સતત દબાણથી એને પૂરેપૂરી નિચોવીને કાઢી નાખી છે. જે છે તેથી વધારેની ઇચ્છા કરવી એને હવે એ લોકો જાતે જ અયોગ્ય હિમ્મત સમજે છે. ધન્ય છે! શી ખૂબી આપણા પિતાપિતામહો વિચારીને શોધી કાઢી ગયા છે!' ૩



આંખ દ્વારા પણ રૈયતનાં દુઃખમાં ભાગ લેવો એ સારું છે; એથી જમીનદારી કરવાના પાપનો બોજો કંઈક હલકો થાય છે. ૩



માત્ર માનવ હૃદયની સુકુમાર લાગણીઓ તરફ જ નહિ, પણ પોતાની જ અસહ્ય યાતના તરફ પણ ઉદાસીનતા! આનું નામ પશુ!

આ ધૈર્ય શક્તિ નથી, જડતા છે. આ સહિષ્ણુતા માનવતાથી ખૂબ નીચેના થરની વસ્તુ છે! ૩



આંખની રૂચિ અને કાનની રૂચિ એ બન્ને એક વસ્તુ નથી. કવિએ જે સૌન્દર્યસૃષ્ટિનું વર્ણન કર્યું છે એ જો નજરે જોઈએ તો આપણે મુગ્ધ બની જઈએ એવું જેઓ માને છે, તેઓ ખરી વાત સમજતા હોતા નથી. દુનિયાની ઘણી ખરી બાબતોમાં એવું બને છે. આંખને જે વસ્તુ સાધારણ લાગે, વખતે અતિ તુચ્છ પણ લાગે, તેને કવિની વાણીનો સ્પર્શ થતાં કોઈ નવી જ સૃષ્ટિ ખડી થઈ જાય છે. ૪



કવિની નાતજાત ન પુછાય. ૪



વગર કારણે નાના નોકરોને ધમકાવવાથી જ પોતાની પ્રતિષ્ઠા જળવાતી હશે એમ મોટા નોકરો માને છે. ૪



કવિજને વળી બાગબગીચા અને માલમિલકતનું વળગણ શા સારૂ રાખવું જોઈએ? કવિની મિલકત, રસિક સજ્જનોના ઉપયોગમાં આવતી હોય તો તો ઘણું જ સારૂં. ૪



લોકચક્ષુથી અગોચર, કોઈ એકાંત ખૂણામાં પડી રહેલાં કોણ જાણે કેટલાંયે, શોભાવિહોણાં, ગુણવિહોણાં ફૂલો ખીલી ફાલીને ખરી પડતાં હશે! ૪



બધી મહાન વસ્તુઓ માણસના દુઃખમાં જ જન્મ ધારણ કરે છે, દુનિયાના આમોદપ્રમોદમાં જે લોકો મગ્ન છે તેમની નજરે એ દેખાય કેવી રીતે? ૫



આપણા હિંદુસમાજનો એ ભારે દોષ છે કે સેંકડો અપરાધ કરે તોયે પતિને ન્યાયની બીક નથી; પરંતુ નજીવો દોષ કરે તોપણ સ્ત્રીને સજા કરવાના હજાર માર્ગ એ પતિની આગળ ખુલ્લા છે. ૫



માણસ કરતાં માણસની વિશિષ્ટતા ચડિયાતી નથી. અને એ જ્યારે ભૂલી જઈએ ત્યારે વિશિષ્ટતા પણ જાય છે અને માણસને પણ ખોઈ બેસીએ છીએ.' ૫



ઘણા માણસોને પોતાનું નામ વિવિધ રીતે અલંકૃત કરી સાંભળવું ગમે છે. રાજાઓ પોતાના નામની આગળ પાછળ કેટકેટલાં નકામાં વાક્યો લગાડ્યા પછી જ બીજાઓને તે બોલવા દે છે. નહિ તો તેમનું અપમાન થાય છે ! ૫



'આના બગીચાના સાહેબોની નિર્ભયતા, નિઃસંકોચતા—નિર્લજ્જતા જગતની કોઈ પણ લજ્જાને ઊભી રહેવા ન દે, જાણે ગળું પકડીને દૂર કાઢી મૂકે.' ૫



'કોઈ પણ દેશની કોઈ એક વિશિષ્ટતાની ખાતર જ માણસ નથી, પણ માણસની જ ખાતર એ વિશિષ્ટતાનું માન છે.' ૫



'લૌકિક આચારવ્યવહાર હોય, કે પારલૌકિક ધર્મકર્મ હોય, પણ કેવળ માત્ર દેશના છે માટે જ તેમને વળગી રહેવાથી સ્વદેશ-ભક્તિની વાહવા મળે, પરંતુ સ્વદેશકલ્યાણના દેવતાને તેથી પ્રસન્ન કરી શકાય નહિ.' ૫



લોકો તમારી નિંદા જ કરશે, રક્ષા નહિ કરી શકે. જે રક્ષા કરી શકશે, તેમનાથી તમને કંઈ ભય નથી. ૫



માણસ કંઇ એકલો નર પણ નથી, નારી પણ નથી,—એ બંને મળીને જ એક થાય છે. એ અડધા ભાગને બાતલ કરી, એ પોતાને વિરાટ બનાવવાને ઇચ્છે છે ત્યારે એ પોતાને પણ નથી પામતો અને ભગવાનને પણ ખોઈ બેસે છે. ૫



'સૃષ્ટિની શરૂઆતમાં એક સમયે વિરાટ અસ્થિવાળો, વિરાટ દેહવાળો, વિરાટ ક્ષુધાવાળો, વિરાટ જીવ, ઉત્પન્ન થયો હતો. તે વડે તે પૃથ્વી સર કરતો ફર્યો હતો,—તે વખતે તે તેનું સાચું ઉપાદાન હતું. પરંતુ પછી એક દિવસ એ જ દેહે, એ જ ક્ષુધાએ એનું મૃત્યુ આણ્યું. એક સમયના સત્ય ઉપાદાને બીજા સમયે મિથ્યા ઉપાદાન બની એનું નામ નિશાન લુપ્ત કરી જગતમાંથી એને ભૂંસી નાખ્યો.' ૫



આધુનિક શિક્ષણ જો આધુનિક સમયના કલ્યાણનો માર્ગ બતાવી શકતું હોય તો મને એમાં કંઈ શરમનું કારણ દેખાતું નથી. ૫



વસ્તુ પ્રાચીન બને છે કાલધર્મે કરીને, પરંતુ સારી તો બની શકે છે પોતાના ગુણે કરીને જ. કેવળ માત્ર પ્રાચીન હોવાથી જ તે પૂજ્ય બની જતી નથી. જે જંગલી લોકો એક દિવસ તેમનાં બુઢ્ઢાં માબાપને જીવતાં દાટી ઘાલતા, એ લોકો જો આજે પણ એ પ્રાચીન વિધિનું નામ લઈ કર્તવ્ય નક્કી કરવા ઇચ્છે તો એમને પણ ના પાડી શકાય નહિ. ૫



શા માટે આટલી ખેંચાખેંચ, આટલી બાંધપકડ, આટલો ખરાખોટાનો વાદવિવાદ !—માણસ અનેક ભૂલો, અનેક દોષો પોતાની ચારે બાજુ ભેગા કરી જાણી જોઈને અંધ બન્યો છે. આનંદ નહિ, નિરાનંદ જ જાણે તેની ભદ્રતા અને સભ્યતાનું અંતીમ લક્ષ્ય બની ગયું છે. હજી તો ઘણા યુગો સુધી અનેક અજાણ્યાં સત્યની શોધ કરવાની છે, તો કદાચ કોક દિવસ તે સાચેસાચો માણુસ થઈ શકે. ૫



'મનુષ્યના ઇતિહાસનો છેલ્લો અધ્યાય લખવાનું હજી શેષ થયું નથી. એક દિવસના એક જ અનુષ્ઠાનનાં જોર પર માણસની મુક્તિનો માર્ગ જો જીવનભરને માટે બંધ થઈ જતો હોય તો તેને શ્રેયસ્કર વ્યવસ્થા માની શકાય નહિ. દુનિયામાં તમામ ભૂલચૂક સુધારવાની વિધિ છે, કોઈ એને ખરાબ કહેતું નથી. પરંતુ જ્યાં ભ્રાન્તિનો સંભવ સૌથી વધારે છે, અને તેના નિરાકરણની જરૂર પણ તેટલી જ વધારે છે, ત્યાં જ (લગ્નના વિષયમાં) જો લોકો તમામ માર્ગ જાણી જોઈને બંધ કરી દે તો એને સારૂં માનવું કઈ રીતે?' ૫



ગરીબ વિદ્યાર્થીઓને ભણાવવાના કામની શરૂઆત સામાન્ય ભાવે થાય છે, પણ પછી લોકોની નજરે એને મહાન ગૌરવની પદવી પર ચડાવી દેવાય છે. દાતાની દુર્બળતાથી એક વખત એનો જન્મ થઈ ગયો કે પછી એની ગતિ અટકતી નથી. મહાન વૃક્ષની પેઠે માટીનો બધો રસ સંપૂર્ણ રીતે ચૂસી લઈ ડાળમૂળ ફેલાવી દેતાં એને વાર લાગતી નથી. ૫



''કોઈ અમુક દેશમાં જન્મ થયો છે એટલા માટે તેના જ બધા આચાર વિચારમાં જકડાઈ રહેવાની શી જરૂર? છોને તેની વિશેષતા લોપ થઈ જતી. આટલી મમતા શી? જગતનાં તમામ મનુષ્યો એક જ વિચાર, એક જ ભાવ, એક જ વિધિનિષેધની ધજા લઈને ઊભાં રહે—તો એમાં નુકસાન શું છે? ભારતવાસી તરીકે નહિ ઓળખાય એ જ બીક ને? તો છોને ના ઓળખાય. સમસ્ત વિશ્વના માનવ તરીકે ઓળખાણ દેતાં કોણ અટકાવવાનું છે? એનું ગૌરવ પણ શું ઓછું છે?' ૫



પ્લેગ જેવા રોગચાળા વખતે, ઘણાઓની સાથે ઘણાઓના ઝઘડા એની મેળે પતી જાય છે. જેઓ હજી જીવતા છે, જેઓ હજી ધરતીના પટ પરથી વિલુપ્ત થઈ ગયા નથી તેઓ બધાયે જાણે સૌના પરમ આત્મીય છે. ઘણા વખતથી જેની સાથે બોલવા વ્યવહાર બંધ હતો, તેનો રસ્તા પર ઓચિંતો ભેટો થતાં બંનેની આંખોમાં દડદડ આંસુ આવી જાય છે—કોઈનો ભાઈ, કોઈનાં પુત્રપુત્રી, તો કોઈની સ્ત્રી આ દરમિયાન ગુજરી ગઈ છે,—ગુસ્સો કરી મોં ફેરવી નાખવા જેટલું જોર હવે હૃદયમાં નથી,—કોઈ વાર બે શબ્દ વાતચીત થાય છે, તો કોઈ વાર નથી પણ થતી,—મૂંગા મૂંગા એક બીજાની કલ્યાણકામના કરી છૂટા પડી જાય છે. ૫



પ્રેમની શુચિતાનો ઇતિહાસ એ જ માણસની સભ્યતાનો ઇતિહાસ છે. એ જ એનું જીવન છે. એ જ એના ઉદયનું પ્રગતિમાન પ્રકરણ છે. ૫



શિક્ષણ કે અશિક્ષણ એ મહત્ત્વની વસ્તુ નથી, પણ આપણે શું મેળવીએ છીએ એ મહત્ત્વની વસ્તુ છે. એ મેળવવા ન મેળવવા ઉપર જ બધો આધાર છે. નહિ તો એકનો દોષ બીજાને માથે ચડાવીએ એટલે ગુંચવણ ઊભી થવાની જ. ૫



'બહાર જો પ્રકાશ ઝગમગતો હોય, જો પૂર્વ દિગંતમાં સૂર્યોદય હોય, તોપણ શું પૂંઠ ફેરવી પશ્ચિમના સ્વદેશની સામે જ જોઈ રહેવું જોઈએ? એનું નામ શું દેશભક્તિ?' ૫



યમ નહિ, યમરાજ! જેણે રાજા કહીને એમનું સૌથી પહેલું વંદન કર્યું હશે એની બુદ્ધિ પ્રતિભાને ધન્ય છે! રાજા જ છે! જેવી દયા તેવી જ ન્યાયબુદ્ધિ છે. વિશ્વબ્રહ્માંડમાં સૃષ્ટિકર્તા કોઈ હોય તો આ એનું સર્વોત્તમ સર્જન છે! × × ગરીબ લોકોનાં ઘરોમાં ઈન્ફ્લ્યુએન્ઝા, કૉલેરા, બળિયા, પ્લેગ જેવા રોગચાળા વખતે—દવા નહિ, પથ્ય નહિ, સૂવાનું બિછાનું નહિ, ઓઢવા લૂગડું નહિ, મોઢામાં છાંટા પાણી મૂકનાર માણસ નહિ, જોઈને ગભરાઈ જવાય કે આનો આરો ક્યાં? પણ તરત જ કિનારો દેખાય છે, ચિંતા દૂર થાય છે, કોયડો ગમે તેટલો ગુંચવણ ભર્યો હોય, તે ઉકેલવાનો ભાર જેના હાથમાં છે તે હમણાં આવ્યો જ જાણો. બીજા દેશોમાં બીજી વ્યવસ્થા હોય છે, પણ આપણી આ દેવભૂમિનો તમામ ભાર ખુદ એ રાજાના રાજાએ માથે લીધો છે. ૫



કર્મની દુનિયામાં માણસના વ્યવહારનો મેળ એ જ મુખ્ય વસ્તુ છે, હૃદય નહિ. હૃદય હોય તો ભલે રહ્યું. અંતરનો વિચાર ભલે અંતર્યામી કરે, એમને તો વ્યાવહારિક ઐક્ય નહિ હોય તો નહિ ચાલે.

બહારના સૂરનો મેળ નહિ હોય, તો કોઈ બે જણના મનના મેળમાંથી સંગીત ઉત્પન્ન થતું નથી, માત્ર કોલાહલ જ થાય છે. રાજાનું લશ્કર યુદ્ધ કરે છે, તેમાં પણ બહારનું ઐક્ય જ રાજાની શક્તિ છે; હૃદયની એને કંઈ પડી નથી. નિયમનું શાસન સંયમ. ૫



પોલિસના ભયથી જે લોકો બીતા હોય તેમણે દમામ કરી દેશસેવામાં ન જ પડવું સારું. ૫



માણસને ઘણી કસોટીઓમાંથી પસાર થવું પડે છે. તેનો ગઈ કાલનો પ્રશ્ન કદાચ આજના ઉત્તરની સાથે ન પણ મળે. તેથી કોઈના પણ સંબંધમાં છેવટનો વિચાર બાંધી બેસતાં છેતરાવું પડે. ૫



મૈત્રી વસ્તુ સંસારમાં દુર્લભ છે. ૫



જેને ઓળખતા નથી તેના તરફ અવિશ્વાસ રાખી પોતાને હલકા પાડશો નહિ. ૫



ગુરુગીરી કરવામાં કોઈ પણ પુરુષ ક્યાં ઓછો છે ! ૫



'મુસલમાનો દોઢ હજાર વરસના જૂના સત્યને હજી પણ દઢપણે વળગી રહ્યા છે. એ જ વિધિ–નિષેધ, કાયદાકાનૂન, આચાર-અનુષ્ઠાન, કંઈ જ બદલાયું નથી. એમનો પણ વિચારી જોવાનો સમય આવી પહોંચ્યો છે. સત્યની સીમા કોઈ એક ભૂતકાળમાં નક્કી થઈ ગયેલી નથી. એ સત્ય તેમને પણ વખત આવ્યે માનવું પડશે.' ૫



ચર્ચામાં ગર્વ થઈ શકે, પણ ચોપડીઓ પરથી સમાજ ઘડી શકાય નહિ. ૫



કેવળ માત્ર ભોગને જ જીવનમાં મહત્ત્વનું સમજીને કોઈ કદી મોટું થઈ શકતું નથી. મુસલમાનોએ જ્યારે આ ભૂલ કરી ત્યારે તેમનો ત્યાગ પણ ગયો, ભોગ પણ રહ્યો નહિ. આ ભૂલ કરશે તો પશ્ચિમના લોકો પણ મરવાના. ૫



'દુનિયાની ઉંમરમાંથી બે હજાર વરસ ભૂંસી નાખવાથી મહાન લાભ થશે, એવો ખ્યાલ કર્યો હતો એક વખત વિલાયતના પ્યુરિટન લોકોએ. એમણે ધારેલું કે અમેરિકા ભાગી જઈ સત્તર સૈકા હડાવી દઈ નિર્વિઘ્ને બાઈબલનો સત્યયુગ ઊભો કરી દઈશું. વર્તમાનના વિધિવિધાનનું સમર્થન જ્યારે ભૂતકાળનાં તત્ત્વદર્શનથી કરવામાં આવે છે ત્યારે જ ખરેખરો ભાંગવાનો વખત આવે છે.' ૫



પ્રચલિત સમાજવિધિનું લંઘન કરવાનું દુઃખ એક માત્ર ચારિત્ર બળ અને વિવેકબુદ્ધિના બળે કરીને સહી શકાય છે. માણસો બહારનો જ અન્યાય દેખી શકે છે,—અંતરની પ્રેરણાની તેમને ખબર નથી હોતી. અહીં જ બધો મતભેદ—વિરોધ જાગે છે. ૫



નૂતન તુર્કી તરફ નજર કરી જુઓ. તેના પ્રાચીન રીતરિવાજ, આચારવિચાર, પેઢીઓથી ઊતરી આવેલા પુરાણા માર્ગને જ સાચો માની જ્યાં લગી એ વળગી રહ્યું, ત્યાં લગી તેનો વારંવાર પરાજય જ થયા કર્યો. આજે વિપ્લવમાંથી એને સત્યની પ્રાપ્તિ થઈ છે. આજે એનો મોહ મરી ગયો છે, પરંતુ એનું મનુષ્યત્વ બચી ગયું છે. ૫



'જે ન્યાયી દેવું આપવાની મના કરે છે, અન્યાયી વસુલાત કરવાનું પણ તેનાથી જ બને છે, બીજાથી એ નથી બનતું. દયા માયા એનામાં છે, પણ એના હાથે જ રૈયત ખૂબ વધારે દુઃખી થશે!' ૬



'દુનિયામાં બધું જ બને છે. અસંભવિત પણ સંભવિત બને છે. આ વાતની કલ્પના કરતાં જેઓ ડરે છે તેઓ પોતાને જ છેતરે છે.' ૬



'સુધરેલા સમાજના આ લોકો! મરુભૂમિમાં કબરો ટકી રહે તેમ કદાચ જીવતા હશે! કેવું દુ:ખમય જીવન! નથી એમને શાન્તિ, કે નથી કોઈ ધર્મની બલા! પરંતુ શ્રદ્ધા તો એ લોકો રાખતા જ નથી, માત્ર તર્ક જ કરે છે! ખાલી ઘડો છે એટલે જ એમનાં મોંમાંથી આટલો અવાજ નીકળે છે! જ્ઞાનના દંભમાં મોંનું મધુ તેમના મોંમાં ઝેર બની જાય છે. છતાં વાર્તા નવલકથાની રંગબેરંગી ભાષામાં બની ઠનીને એ લોકો કેવાં આશ્ચર્યકારક સ્વરૂપમાં દેખા દે છે! કાપડની મિલની પેઠે આ લોકોને ત્યાં પણ પ્રેમના બોબીન પર જોતજોતામાં માણસનું ભાવિ ઘડાઈ જાય છે! અને ભાંગે છે પણ એમ જ! સૌ પર વહાલ કરતાં એમને આવડે છે? ના, જરાયે નહિ. એમનું સ્નેહી પણ કોઈ છે? કદાચ કોઈ નહિ હોય — એઓ એક બીજા પર દ્વેષ રાખે છે. અને એમનો અભાવ પણ શું ઓછો હોય છે? બહારની ટાપટીપ અને ભપકામાં ખબરે ન પડે એવું એમનું હૃદય શૂનકાર હોય છે. ૬



'પુરુષો આત્મસ્તુતિ કરવામાં જન્મથી પાવરધા છે.'



'જગતમાં કોઈ કોઈ વાર એક બે માણસો એવા જન્મે છે જેઓ સાધારણ માણસની ગણતરીથી પર હોય છે. આપણી પેઠે કદાચ એમને પ્રયત્નપૂર્વક વાંચવું નહિ પડતું હોય. છાપેલા અક્ષરો આંખમાં થઈને આપોઆપ મગજમાં છાપ પાડી જતા હશે.' ૬



'કલકત્તામાં એવા ઘણા માણસો જોયા છે, જેઓ બોલીનો આડંબર તો એવો કરે જાણે કશું યે માનતા નથી. જાતિભેદ માનતા નથી, જાતિભેદને એ લોકો ખૂબ વગોવે સુદ્ધાં છે, પણ પછી ખરે વખતે એવા છુપાઈ જાય છે કે પત્તો જ ન મળે! ૬



કેટલાક લોકો બ્રાહ્મની ટોળીમાં જઈને હિંદુઓને ગાળો ભાંડે છે, અને ઘેર જઈ બ્રાહ્મોને ભાંડવા લાગી જાય છે—એવાં વચનો હિંદુઓના વડવાઓ પણ કદી કોઈને બોલી નહિ શક્યા હોય. ૭



કલ્પનામાં જોયેલું ગામડું સાચેસાચ આટલું બધું નિરાનન્દ નિર્જન હશે, માટીના ઓરડાઓ આટલા બધા ભીનાશવાળા અને અંધારા હશે, અને બારીબારણાં આટલાં બધાં નાનાં અને સાંકડાં હશે, ઉપર વાંસની વળીઓ આટલી બધી ખુલ્લી અને ઓછી હશે, એવું તો સ્વપ્નેય ધાર્યું નહોતું. ૭



માબાપ પોતાના કાણા ઠુંઠા દીકરા ઉપર જ બધો પ્રેમ ઢોળી દે છે. બીજાના સુંદર સ્વરૂપવાન છોકરાઓ કદાચ તેના મનમાં ક્ષણભર ક્ષોભ ઉપજાવે છે, પણ પિતૃધર્મ એથી લેશમાત્ર ખંડિત થતો નથી. જવાને સમયે પોતાનું બધું એ કોને સોંપતો જાય છે એ તો સૌ જાણે છે. ૭



આ ગામડાંના લોકો ભણ્યા ગણ્યા નથી, પણ અજ્ઞાની નથી. યુગયુગની પ્રાચીન સભ્યતા આજે પણ તેમનાં લોહીમાં મળી ગયેલી છે. નીતિની મુખ્ય વાતો તેઓ જાણે છે. કોઈ પણ ધર્મની વિરૂદ્ધ એમને દ્વેષ નથી. કેમકે જગતના બધા ધર્મો મૂળમાં એક જ છે, અને તેત્રીસ કોટી દેવદેવતાઓમાં ન માનવા છતાં પણ એક માત્ર ઇશ્વરનો સ્વીકાર કરવો જોઈએ, એટલું જ્ઞાન તેમને છે, અને તે કોઈના કરતાં ઓછું પણ નથી. હિંદુના ભગવાન અને મુસલમાનના અલ્લા એક જ છે એ સત્ય તેમને અજાણ્યું નથી. ૭



ગામડાગામમાં ખડના બનાવેલ ઘરમાં આગ લાગ્યા પછી તેને બુઝાવવાની કલ્પના કરવી તદ્દન મુરખામી છે. એવો પ્રયત્ન પણ કોઈ નહિ કરે. ફળિયાના લોકો સૌ પોતપોતાની વસ્તુઓ અને ઢોરઢાંખર બચાવી લેવા દોડાદોડી કરે છે, અને બાજુના ફળિયાના લોકો — એક બાજુ સ્ત્રીઓ અને બીજી બાજુ પુરુષો ટોળે વળી અતિશય ઉદ્વિગ્ન બની હાય હાય કરી કેટલું નુકસાન થયું છે અને કેવી રીતે આ સત્યાનાશ થવા પામ્યો, એની જ ચર્ચા કરતા આખું ઘર ભસ્મીભૂત બની જાય ત્યાં લગી ઊભા રહે છે. ત્યારબાદ ઘેર પાછા આવી હાથપગ ધોઈ બાકીની રાત પથારીમાં પડી પડી સવારે એક પછી એક હાથમાં લોટા લઈ બહાર નીકળી પડે છે, અને ચર્ચા સવારની સાથે જ પૂરી કરી દઈ ઘેર જઈ સ્નાનાહાર કરે છે. પરંતુ એક જણનાં ઘરબાર બળી જઈને ભસ્મનો જે ઢગ વળ્યો છે તે બીજા એકની નિયમિત જીવનયાત્રામાં લેશમાત્ર પણ ડખલ કરી શકતો નથી ! ૭



જીવનને શું તમે રમકડું માન્યું કે બ્રહ્મચર્ય, બ્રહ્મચર્ય એમ બરાડેથી આખી દુનિયા રાતો રાત પલટાઈ જઈ ઋષિનું તપોવન બની જાય ? ૭



લોકો તો સાંભળ્યા વિનાયે ઘણી વાતો કરે છે — એ કાંઈ નવાઈનું નથી. ૮



માનવીમાં લોભ દબાવવાની શક્તિ હોય છે, — આટલી બધી વિરોધી શક્તિઓ હોવાને લીધે જ ચારે બાજુ એકદમ આગ લાગી જતી નથી. ૮



'આત્મીય હો, કે અનાત્મીય હો પણ પુરુષ જન્મ્યો નથી, એટલું જાણતાં જ બંગાળણ મરવા પડી હોય ત્યાંથી ઊઠીને ઊભી થાય છે.' ૮



દુનિયામાં બધી જ વસ્તુઓનો કુદરતી નિયમ હોય છે. એ નિયમનો સ્વીકાર કર્યા વિના પતિપત્ની કોઇ તેમના ચિરમધુર સંબંધનો અનુભવ કરી શકતાં નથી. ૮



સમાજ ઉદ્ધત બનીને જ્યારે તેની સાચેસાચી મર્યાદા ઓળંગી જાય છે ત્યારે તેને આઘાત કરવો જ યોગ્ય છે. એવા આઘાતથી સમાજ મરતો નથી, તેનામાં જાગૃતિ આવે છે, તેની મૂઢતા ચાલી જાય છે. ૮



નાની અમથી ખોડખાંપણ કાઢી ધાંધલ કરવી એ ઉચ્ચ કેળવણીને શોભતું નથી — એ તો નીચતા છે. સંપૂર્ણ દોષ વગરનું તો આ જગતમાં કંઈ કશું જ મળતું નથી. એવી આશા રાખીને બેસી રહેવું એ એક પ્રકારનું ગાંડપણ જ છે. ૮



દુનિયાની બધી વસ્તુઓનો ખુલાસો અને સાક્ષી મળતી નથી, એટલા માટે એને મિથ્યા ગણી કાઢીને છોડી દેતાં અનેક સારી વસ્તુઓથી આપણે વંચિત રહેવું પડશે! ૮



સંસારમાં પોતાના સ્વાર્થખંડનની આશંકા માત્રથી કોઈ કોઈ ધનસંપત્તિમાન માણસો કેવા કુશાગ્રબુદ્ધિ અને દૂરદર્શી બની જાય છે! ૯



સંસારમાં તમામ મહાન કાર્ય કોઈને ને કોઈને તો ક્ષતિકર હોય જ છે. જેઓ એ કાર્યભાર સ્વેચ્છાએ ગ્રહણ કરે છે, તેમનો હેતુ અનેકનાં કલ્યાણનો હોઈ સામાન્ય ક્ષતિ માટે તેમને દરકાર કરવાનું પાલવતું નથી. એથી જ ઘણી જગાએ તેઓ નિર્દય અને નિષ્ઠુર તરીકે વગોવાય છે. ૯



સંસારમાં જેઓ મહાન કાર્ય કરવા જન્મે છે, તેમની વર્તણૂક સામાન્ય વ્યક્તિની વર્તણૂક સાથે રજેરજ મળતી ન આવે તો એમાં એમનો દોષ જોવા યોગ્ય નથી, એટલું જ નહિ પણ એ અન્યાય છે. ૯



આપણા દેશમાં સાચા ખેડૂતો છે જ નહિ. ખેતી કરવી એ બાપદાદાનો ધંધો છે, એટલે જ એ લોકો વખત બે વખત જમીનમાં બે વાર હળ ચલાવી, બીજ નાખી, આકાશ ભણી જોઈ રહી મોં ફાડી બેસી રહે છે. એ કંઈ ખેતી કરી કહેવાય નહિ, લૉટરી રમ્યા કહેવાય. કઈ જમીનમાં ક્યારે ખાતર નાખવું જોઈએ, ખાતર કોને કહે, ખરેખરી ખેતી કોને કહેવાય—એ બધું તેઓ જાણતા હોતા નથી. × × આ શિક્ષણ કંઈ મોઢે બોલીને, કે ચોપડી ગોખીને અપાય એવું હોતું નથી. એ તો જાતે ખેતી કરાવીને બતાવવાનું હોય છે કે જેથી એ શિક્ષણ બરાબર શીખી, બમણો તો શું પણ ચાર પાંચ ગણો પાક મેળવી શકાય. ૯



'ડૉક્ટરોની બુદ્ધિ સામાન્ય રીતે ગોટાળા ભરેલી જ હોય છે—ખાસ કરીને જે લોકો માઇક્રોસ્કોપમાં જીવાણું જેવી તુચ્છ વસ્તુ ઉપર સમય બગાડતા હોય તેમની.' ૯



સૂક્ષ્મદર્શક યંત્રનો જેમને સીધો પરિચય નથી તેમને કલ્પના પણ નહિ આવી શકે કે આ નાનકડી વસ્તુ દ્વારા કેટલું બધું અદ્ભુત દેખાય છે. બહારના અનંત બ્રહ્માંડને માણસ એક નાનકડી મૂઠીની અંદર ધારણ કરી શકે છે એ અનુભવ તો આ યંત્રની મદદથી જ મેળવી શકાય છે! ૯



'દુખિયાઓની કોઈ જુદી જાત નથી અને દુઃખનો પણ કોઈ નિયમિત માર્ગ નથી. એવું હોત તો બધા એને ટાળી શકત. જ્યારે એ માથે આવી પડે છે ત્યારે જ માણસને એની ગમ પડે છે. પણ એની અવરજવર કયે રસ્તે થાય છે એનો તો હજી લગી કોઈને પત્તો નથી લાગ્યો.' ૧૦



જેનામાં જેટલી તાકાત તેટલો તે મોટો ધાડપાડુ; પ્રસંગ મળતાં, ગળું દબાવીને બીજાનું સર્વસ્વ છીનવી લેવું એ જ એનું કામ છે. આ સંસાર છે, આ જ સમાજ છે, અને આ જ માણસનો ધંધો છે. ૧૦



અનાથ ગરીબોનું ધન અને મૂક દેવતાની સંપત્તિ કયા અજ્ઞાત અને રહસ્યમય માર્ગે છેવટે કઈ રીતે જમીનદારના ઉદરમાં સમાઈ જાય છે એ વાત સાધારણ વાચકને જાણવાની જરૂર નથી. ૧૦



નજરાણા માટે રૂપિયા વસુલ થાય છે અને એ શી રીતે વસુલ થાય છે એ વાત જમીનદારની નોકરી કર્યા વગર સમજવાની કોશિશ કરવી એ પણ પાગલપણું છે. ૧૦



અંગ્રેજોની અદાલત શ્રીમંતો માટે છે, ગરીબો માટે નથી. ૧૦



જે પ્રબળ છે, જે ધનવાન અને ધર્મજ્ઞાનહીન છે, એના અત્યાચારમાંથી બચવાનો દુર્બળ પાસે કોઇ જ ઉપાય નથી. ક્યાંયે કોઈની ફરિયાદ નથી ચાલતી. એનો ન્યાય કરનાર પણ કોઈ નથી. ઇશ્વર તો સાંભળતો જ નથી. સંસારમાં અનાદિ કાળથી આમ જ બનતું આવ્યું છે. ૧૦



'જજ સાહેબની અદાલતથી માંડી ચંડીદેવીના મંદિર સુધી ગરીબ લોકોની વાત માનનાર કોઈ નથી.' ૧૦



શિક્ષિત વર્ગના જેવો અપમાનિત અને ભૂંડી હાલત ભોગવતો બીજો કોઈ વર્ગ દેશમાં નથી. ૧૧



માણસના પદ પરથી ઉતારી પાડી જેમને પશુ બનાવીને રાખવામાં આવ્યા છે તેમને વળી લાજ શરમની શી પરવા? ૧૧



આ અભાગી દેશમાં એક મહાન આત્માની પણ કિંમત નહિ! ગમે તેને હાથે, ગમે તે વખતે, સાધારણ કૂતરા બિલાડાની પેઠે એનો નાશ પણ થઈ શકે! આ વિશ્વની રચનામાં આથી મોટો કૂર અન્યાય બીજો કયો હશે? અને કયા પાપની આ શિક્ષા હશે? ૧૧



સંસ્કૃતિનો જો કોઈ અર્થ હોય તો એ હોવો જોઈએ કે લોકો નબળાઓના હકો શરીરબળથી છીનવી ન લઈ શકે. યુરોપની ખ્રિસ્તી નીતિમાં આને ક્યાંયે સ્થાન છે? પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવાની જરૂર પડે ત્યારે ગમે તે ઉપાય તેમને મન પવિત્ર છે. દુષ્ટ લોકોને કપટ શીખવવું નહિ પડે — આત્મરક્ષણને બહાને એવાં સાધનો એ બનાવ્યા જ કરવાના. ૧૧



એક બંગાળમાં જ દશ લાખ સ્ત્રીપુરુષો દર વર્ષે એકલા મૅલેરિયાથી મરે છે. એક લશ્કરી મનવારની પાછળ ખરચાતાં નાણાંથી દશ દશ લાખ માતાઓની આંખનાં આંસુ લૂછી શકાય ! ૧૧



"મરાઠાઓ બંગાળાને લૂંટવા આવતા ત્યારે બંગાળીઓ સામે થવાને બદલે માથે હાંડલાં ઓઢી પાણીમાં ભરાઈ રહેતા ! મુસલમાન અત્યાચારીઓ આવી આવી એમનાં દેવદેવીઓનાં નાકકાન કાપી જતા ત્યારે બંગાળીઓ બીકથી ભાગી જતા !" ૧૧



શહેરમાં બેઠાં બેઠાં જ લોકો ગામડાં પર રાજ્ય ચલાવે છે. અને એનું શોષણ કરે છે. એમને જેઓ અન્નવસ્ત્ર પૂરાં પાડતા રહ્યા છે તે ગામડાંના ખેડૂતો જ આજે ભૂખે મરે છે, અને અભણ તથા અસહાય બની મોતનાં જડબાંમાં ધસી રહ્યા છે. ૧૧



સ્વાધીનતામાં જ સ્વાધીનતાનો અંત આવે છે એવું નથી. ધર્મ, શાંતિ, કાવ્ય અને આનંદ એ બધું એ સ્વાધીનતાથી પર છે. એમના પૂર્ણ વિકાસને માટે જ સ્વાધીનતાની જરૂર છે. ૧૧



સ્ત્રીપુરુષના પ્રેમની જરૂર એમનાં બાળકોને જ સૌથી વધારે હોય છે. નહિ તો બાળકોને સ્નેહ ક્યાં મળશે ? ૧૧



વરસોની સંખ્યાથી જ કોઈ પણ સંસ્કારની પ્રાચીનતા નથી મપાતી. ૧૧



માણસની ચામડીનો રંગ એ એના ગૌરવનું માપ નથી જ ! ૧૧



સમાજ જે સ્ત્રીને સન્માનનું આસન નથી આપતો, તેને તે આસન અપાવવાની કોઈ પણ પતિની તાકાત નથી. ૧૧



'જગતની ઘણીખરી પ્રજાઓ સ્વતંત્ર છે. એ સ્વાતંત્ર્યના ગૌરવ કરતાં વધારે ચડિયાતી ચીજ બીજી કોઈ નથી. એવી એ સ્વતંત્રતા માટે દાવો કરવો, રે, ઇચ્છા સરખી કરવી કે કલ્પના પણ કરવી એ અંગ્રેજોના કાયદા પ્રમાણે હિંદીએ રાજદ્રોહ કર્યો ગણાય છે!' ૧૧



વિપ્લવ એટલે મારામારી, ખુનામરકી એવું નથી જ. વિપ્લવ—ક્રાન્તિ એટલે ટૂંક વખતમાં થતો જડમૂળનો ફેરફાર! ૧૧



આપણે તો ગુલામ પ્રજા છીએ. આપણે નથી અંગ્રેજ, કે નથી ફ્રેન્ચ કે નથી અમેરિકન. આપણી વળી મુક્ત ગતિ કેવી? સ્ટેશનના બાંકડા પર બેસવાનો યે આપણને અધિકાર નથી.—બેસીએ તો પાટલી અભડાય! આપણે માણસ જ નહિ! જાણે આપણામાં માણસનો જીવ જ નહિ! જાણે આપણી નસોમાં માણસનું લોહી જ નહિ! ૧૧



મુક્તિ તો સાગર સમી છે. સાગર ખેડવાની હિંમત હોય તો જ એને પામી શકાય. એમાં જોખમ છે, એમાં તોફાની તરંગોના પછડાટ પણ છે અને ભયંકર જળચરોની ભૂતાવળ પણ છે! સાગરમાં નાવડી ડૂબે પણ ખરી! પણ તોયે, એમાં જગતની શૌર્ય-ગાથા છે, એમાં સર્વ શક્તિનું દર્શન છે, એમાં જ માનવજીવનની સાર્થકતા છે. નાનકડા ખાબોચિયાને કાંઠે નિર્ભયપણે જીવવું હોય તો જીવી શકાય, પરંતુ એમાં જીવનની સાર્થકતા ક્યાં! ૧૧



'પ્રભુની એટલી કૃપા છે કે એની આ વિશાળ પૃથ્વીને હજારો કેદખાનાંમાં વહેંચી માણસ એને ફાવે ત્યાં દિવાલો ઊભી નથી કરી શકતો. ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ—જ્યાં નજર પહોંચે ત્યાં વિધાતાનો રાજમાર્ગ ખુલ્લો છે—પૃથ્વીના એક ખૂણામાં પ્રસરેલા અગ્નિ-પ્રલયના તણખા બીજે ખૂણે પહોંચ્યા વગર નહિ રહે.' ૧૧



લોકો જૂઠું ન બોલે, જૂઠા કેસ ન કરે તો કાયદો છેક જ નિર્દોષ બની જાય શું? તો તો ઘણું સારું! પણ દુનિયામાં એવું બનવા સંભવ નથી. ૧૧



ફરજ! કેવો નિષ્ઠુર શબ્દ! એ ટચૂકડા શબ્દની પાછળ જગતની કેટલી સારી અને નરસી વસ્તુઓ સમાએલી છે! ૧૧



મુક્તિમાર્ગના હે અગ્રદૂત! પરાધીન દેશના ઓ રાજદ્રોહી! કોણ જાણે કયા ભુલાયેલા ભૂતકાળમાં તારા જેવાને માટે પહેલી બેડીઓના ઘાટ ઘડાયા હશે! કેદખાનાની પહેલી દિવાલ પણ તારા જેવાને જ માટે પહેલી ચણાઈ હશે! એ જ તારું ગૌરવ છે! ૧૧



'યુવતી રમણીનું મન પ્રાપ્ત કરવું એ એક વસ્તુ છે, પરંતુ એ પ્રાપ્ત કર્યું સાર્થક કરવું એ બીજી વસ્તુ છે. આ પ્રાપ્તિ કેટલી કઠીન વસ્તુ છે, આ રત્ન કેટલું દુર્લભ છે, તેનો બાહ્ય જગત વિચાર કરતું નથી. એ તો માત્ર પોતાનું શાસ્ત્ર, સમાજ, અને લોકાચારનું નામ લઈ વિરોધ કરી ઘુમરાણ મચાવે છે, વિઘ્ન નાખે છે, નિષ્ફળ કરવા મથે છે.' ૧૧



ગુલામ પ્રજાના શાસકો અને એમના એ શાસનમાં રહેલ લોકો જો એક જ જાતની નીતિને નવાજવા માંડે તો પછી એ દેશનો ઉદ્ધાર કદી થઈ જ શકે નહિ! ૧૧



યુગોથી જે લોકોએ અત્યાચારો જ સહ્યા કર્યા છે, જેમને નિર્બળ ગણી મનુષ્ય તરીકેના પ્રાથમિક હક્કોથી પણ જુલમીઓએ વંચિત રાખ્યા છે, જેનામાં આત્મવિશ્વાસ હોવાનું કોઈ કારણ રહ્યું નથી, એવાઓનો નસીબ અને દેવતાઓ ઉપર આધાર રાખ્યા વિના છૂટકો નથી. ૧૧



ગુલામ દેશની સેવા કરવામાં જોખમ સિવાય બીજું કશું મળે એમ નથી. ૧૧



દેશસેવાનો સઘળો આધાર મજૂરો પર જ રહેલો છે, એમને નહિ પહોંચી વળાય તો બધી મહેનત, બધા મનોરથ, રેતીના રણની પેઠે શુષ્ક ને અફળ નીવડશે. ૧૧



કવિ લોકોની જાત જ જુદી છે. એમને મન આપણા સારા-નરસાનાં કાટલાં ત્રાજવાં ખોટાં છે. ૧૧



જેઓ ગયા છે, મરી પરવાર્યા છે, એમની જ ઇચ્છા ઉપર, એમણે જ કરેલા નિયમો ઉપર શું મનુષ્યનું ભાવિ—સમગ્ર જીવન અવલંબી રહેશે? ૧૧



અશાંતિ ફેલાવવી એનો અર્થ અકલ્યાણ કરવું એવો નથી. શાંતિ ! શાંતિ ! શાંતિ ! હજારોની શાંતિ હરી લઈ, હજારોનો માર્ગ રોકી, જે લોકોએ પોતાની ઇમારતો ઊભી કરી છે તેઓ જ આ મિથ્યા મંત્રના ઋષિ છે ! જુલમનો ભોગ બનનારાં સ્ત્રીપુરુષોના કાનમાં આ મંત્રનો સતત જપ કરી એમણે એમને એવાં તો બનાવી મૂક્યાં છે કે આજે એ લોકો શાંતિનું નામ સાંભળતાં ચમકી જાય છે, એમાં એમને અકલ્યાણ દેખાય છે! ખીલે બાંધેલી ગાયને ઊભી ઊભી, ખાધા વગર મરતાં જોઈ છે ? એ મરશે, પણ એનું જીરણ દોરડું તોડી પોતાના માલિકની શાંતિનો એ ભંગ નહિ કરે ! ૧૧

પૈસાદારોનું નુકસાન અને ગરીબોનો ભૂખમરો—એ એક ચીજ નથી. ૧૧

જે આત્મરક્ષણ નથી કરી શકતો એની કતલ કરવામાં, નિર્બળને દુઃખ દેવામાં, નિરાધારને નિર્લજ્જ રીતે છેતરવામાં માણસ પોતાની ઊર્મિશક્તિનો જ નાશ કરી રહ્યો છે, પોતાને બળવાન સમજતા માણસની આત્મઘાતક નીતિનો આ યજ્ઞ રાતદિન ચાલી રહ્યો છે. એનો અગ્નિ ક્યારે બુઝાશે ? ૧૧

માણસ માણસ વચ્ચે ભેદ ઊભો કરવા માટે માણસે પોતાને હાથે જ બધી ભીંતો ઊભી કરેલી છે; બાકી ભગવાનના ઘરનો એવો કશો નિયમ નથી. ખુલ્લી રીતે હળવા મળવાના સિંહદ્વાર પર માણસો જેમ જેમ કાંટા ઉપર કાંટા વેરતા જાય છે, તેમ તેમ છૂપી રીતે તેમના અત્યાચારની વાડો અનાચારથી સેંકડો જગાએ તૂટતી જાય છે, અને એમાં થઈને પછી કેવળ પાપ અને ગંદવાડ જ અંદર પ્રવેશ કરે છે. ૧૨

માત્ર દુનિયા બહારના હો એવા ભલા માણસ થવું જ બસ નથી, કર્તવ્ય બજાવતાં શીખવાની પણ જરૂર છે. ૧૩



શેરડી જેમ પોતાનો રસ કોલુમાં પિલાઈને કાઢી નાખે, અને છેવટે પોતે બળતણ થઈ બળી ભસ્મ થઈ જાય, તેમ લોકોને બાળીને ખાખ કરવા માટે જ પોતાના સમસ્ત પ્રાણ નિચોવી દઈ આ લોકો× 'મહાજન' બનીને બેઠા છે. ૧૩



દુનિયામાં એક નજીવી વાત પણ મઠારીને બોલવાના દોષથી, નાની શી વાતને મોં ખોલી નહિ બોલવાના પાપથી, સેંકડો ઘર-સંસારમાં પૂળો મુકાઈ જાય છે! ૧૩



મોટા શહેરમાં પોતે જ પોતાની ખબર રાખવાની છે. અહીં ભીખ પણ મળે, દયાનું સ્થાન પણ અહીં ખરું, આશ્રય પણ મળે, માત્ર આપ પ્રયત્ન જોઈએ! સ્વેચ્છાએ કોઈ તમારી વચમાં કૂદી નહિ પડે! ૧૪



'સમાજમાં જેમને હલકા ગણવામાં આવે છે, તેઓ ઉચ્ચ ગણાતાની ઈર્ષ્યા કરે, અને આ હલકા ગણાવા સામે બળવો ઉઠાવી તેમાંથી મુક્ત થવા માગે, એ તદ્દન સ્વાભાવિક છે. ૧૬



'હિંદુઓ સંગ્રહ કરવા ઈચ્છતા નથી, તેમને આવડતું પણ નથી; માત્ર ખોતાં આવડે છે.' ૧૬



× ગામડામાં ધીરધાર કરનાર.

'હલકો ગણાવાને કારણે જ કદી કોઈ હિંદુ વટલાયો નથી.' ૧૬



'સમાજે જેમને સજા કરીને અલગ કર્યા છે, તેમને જબરદસ્તીથી બોલાવી શકાતા નથી. સમાજ ગમે તેવો હોય, તેને માન્ય કરવો જ જોઈએ. નહિ તો તેનું ભલું કરવાની કે બૂરું કરવાની કોઈ શક્તિ જ નહિ રહે.' ૧૬



ગામડાંમાં કશું જ છૂપું રહી શકતું નથી. ૧૬



'ગામડાંના લોકોને દાન કરીએ છીએ ત્યારે એ લોકો આપણને મૂર્ખ સમજે છે. સારું કરીએ તો ગરજુ ઠેરવે છે.' ૧૬



ગામડાંઓમાં ક્યાં છે તે ચારિત્ર્ય? ક્યાં છે તે જીવંત ધર્મ? હતભાગ્ય ગ્રામસમાજ ધર્મના વિવર્ણ વિકૃત શબને જ સાચો ધર્મ માની, પ્રાણપણે વળગી રહી, તેની ઝેરી, સડેલી, ગંધાતી, લપસણી ગંદકીમાં રાતદિવસ અધઃપતનને માર્ગે લપસી રહ્યો છે. આમ છતાં સૌથી વધુ મર્મભેદક વાત તો એ છે કે, જાતિધર્મ રહ્યાં નથી એમ કહીને શહેરના લોકો પ્રત્યે એ લોકો અપાર અશ્રદ્ધા અને અવજ્ઞા બતાવે છે. ૧૬



ચોમાસું પૂરું થવા આવતાં પૂજાનો આનંદ અને મૅલેરિયાની બીક (બંગાળનાં) ગામડાંના આકાશ, વાયુ, અને પ્રકાશમાં ડોકિયાં કરવા લાગે છે. ૧૬



'ગામડાંમાં માણસ ઊંચ છે કે નીચ, એની કોઈને પડી નથી હોતી. નાનો ભાઈ જેમ પોતે નાનો છે એટલા માટે મોટા ભાઈની ઈર્ષ્યા કરતો નથી, એક બે વર્ષ મોડો જન્મ્યો એ માટે જેમ તેના મનમાં લેશ પણ દુ:ખ થતું નથી, એવી જ સ્થિતિ ગામડાંઓમાં પણ છે.'



'જાતિભેદ ઈર્ષ્યા અને દ્વેષનું કારણ નથી, કાંઈ નહિ તો ગામડાંમાં તો નથી જ નથી.' ૧૬



ગામડાંમાં કેટલાક લોકો પૈસાને અને કુટિલ બુદ્ધિને જોરે દેશના કાયદાને કસાઈની છરી માફક વાપરી શકે છે; એક તરફ મૃત સમાજ પણ તેમનાં દુષ્કૃત્યોની કશી સજા તેમને કરતો નથી. એટલે જ તેઓ હજારો અન્યાય કર્યા છતાં સાચા ધર્મ-હીન મૃત ગ્રામ-સમાજને માથે પગ મૂકી આમ આરામ અને સ્વેચ્છાપૂર્વક રહી શકે છે. ૧૬



ગામડાંના લોકો ગરીબ, લાચાર અને ઓછી અક્કલવાળા છે એ ખરું, પણ બદમાશીમાં પાછા પડે એવા નથી. કરજે કાઢ્યા પછી પાછું ન આપવાની વૃત્તિ એ લોકોમાં બહુ પ્રબળ હોય છે. મોટે ભાગે એ લોકો સરળ પણ નથી હોતા, સજ્જન પણ નથી હોતા; જૂઠું બોલવામાં એમને નીચાજોણું નથી લાગતું, અને હાથ-તાલી દેવામાંયે તેઓ નિપુણ હોય છે.

પડોશીની સ્ત્રીકન્યાના સૌન્દર્યની ચર્ચા કરવાનો શોખ પણ કંઈ ઓછો નથી હોતો. પુરુષોનાં લગ્ન મહામહેનતે થાય છે; આમ છતાં જુદી જુદી ઉમ્મરની વિધવાઓનો બોજો દરેક ગૃહસ્થને કચડી

રહ્યો હોય છે. આને લીધે નૈતિક સ્વાસ્થ્ય પણ બહુ જ ખરાબ હોય છે.

એ લોકોનું પંચ તો છે, એનો અમલ પણ કંઈ ઓછો નથી, પણ પોલીસ સાથે ચોરને જે સંબંધ હોય છે, તે જ સંબંધ એમણે પંચ સાથે બાંધેલો છે; અને છતાં એકંદરે એ લોકો એટલા દુઃખી, એટલા દુર્બળ, ને એવા ગરીબ છે કે ચિડાઈને બેસી રહેવું પણ ન પાલવે. ૧૬



'સમાજ એટલે હું અને તું. જેની પાસે પૈસા હોય તે સમાજપતિ. હું ધારું તો તને ન્યાતબહાર કાઢી શકું, અને તું ધારે તો મને ન્યાતબહાર કાઢી શકે. ૧૮



સૂરજનાં અજવાળાં જેવી સ્પષ્ટ અને સ્ફટિક જેવી સ્વચ્છ વાત લોકો કેમ સ્વીકારતા નથી? આ સ્વાભાવિક, સરળ ભાષા દુનિયાના લોકો કેમ સમજતા નથી? ૧૮



'માણસને પોતાના લાંબા જીવન દરમિયાન ઘણાં પગલાં ચાલવું પડે છે. એ લાંબા રસ્તામાં કોઈ જગ્યાએ કાદવ, કોઈ જગ્યાએ લપસણું, કોઈ જગ્યાએ ખાડાટેકરા હોય છે. એટલે, લોકોના પગ ખસી જાય છે; પણ લોકો પોતાની વાત વિચારતા નથી, પારકાના જ દોષ જુએ છે. પારકાના દોષ, પારકાના ભવાડા તેઓ રાડો પાડી પાડીને કહે છે, તે કેવળ પોતાના દોષો છુપાવવાને માટે જ. તેઓ એવી આશા રાખે છે કે પારકાની ધમાલમાં આપણા ભવાડા ઢંકાઈ જશે.' ૧૮



લોકો નાટક ભજવે છે, મોં પર મેંશ ને ચૂનો લગાડે છે. કોઈ ચોર બને છે, કોઈ ભીખ માગે છે, કોઈ રાજા બને છે, કોઈ રાણી બને છે, — પ્રેમ કરે છે, કોણ જાણે પ્રેમની કેટકેટલી વાતો કરે છે, કેટકેટલું રૂદન કરે છે — જાણે બધું સાચું હોય! ૧૯



સાવધ અને વ્યવહારકુશળ માણસોનો એવો સ્વભાવ હોય છે કે કોઈ પણ વસ્તુને એકાદ વાર જોવા માત્રથી એના ગુણદોષ સંબંધી પોતાનો અભિપ્રાય ઉચ્ચારવો નહિ; બધી બાજુનો પૂરો વિચાર કર્યા વગર તેઓ અભિપ્રાય બાંધતા નથી, બેયે બાજુ નજર રાખી દહીંદૂધિયા વાત તેઓ નથી કરતા. ૧૯



કેટલાક લોકોમાં લાંબો વિચાર કરવાની ધીરજ નથી હોતી. કોઈ વાત હાથમાં આવી કે તેના સારા ખોટાનું નક્કી કર્યું જ છે. કોઈ પણ વસ્તુના મૂળ સુધી પહોંચી તેની પરીક્ષા કરવા માટે પરિશ્રમની જરૂર રહે છે; તેને બદલે આવા માણસો પોતાના વિશ્વાસના જોર પર ઝુકાવે છે. આવા લોકો દુનિયામાં બહુ કામ નથી કરી શકતા એવું પણ નથી; ઊલટું કેટલીક વખત તો આવા જ લોકો વધારે કામ કરી જાય છે. નસીબ સાથ દે તો આવા લોકો ઉન્નતિના સર્વોત્તમ શિખરે પણ પહોંચી જાય છે, નહિ તો, અવનતિની ઊંડી ઊંડી ખીણમાં હમેશને માટે પોઢી જાય છે — નથી ફરી કદી ઊભા થઈ શકતા, નથી બેઠા થઈ શકતા, નથી પ્રકાશ ભણી જોઈ શકતા: અચેતન અને મૃત બનીને જડ પોદળાની પેઠે પડ્યા રહે છે. ૧૯



'જે સમાજ દુઃખીનું દુઃખ સમજતો નથી, વિપદમાં હિમ્મત આપતો નથી, પણ માત્ર ડોળા જ ધુરકાવે છે, અને ગળું પીસવા જ આવે છે, તે સમાજ મારે માટે નથી, મારા જેવાં ગરીબો માટે પણ નથી — તે સમાજ મોટા લોકને માટે છે, તેઓ ભલે તેમાં સુખથી રહેતાં; અમારે તેનું કામ નથી.' ૨૦



'મૂઓ આ સમાજ! શીલ, સ્વભાવ કે ચારિત્ર કશાની જ એને પડી નથી. માત્ર છોકરી જરા કાળી, એટલે એનાં લગન જ ન થાય — અને ન થાય એટલા ખાતર માબાપ જવાબદાર! કેવો ન્યાય!' ૨૨



ગામડામાં સાપ કરડવાથી માણસો કંઈ હમેશાં મરી જ જતા નથી. બીવાનું છે તે તો મેલેરિયાથી છે, એક વખત તે જેને પકડે છે તેને મડદું બનાવીને જ છોડે છે. ૨૨



પોતાના એકના એક દીકરાને જીવલેણ ઓપરેશન થતું હોય, એ વખતે એના આંધળા પિતાને જે બેચેની અને દર્દ થાય, એવી જ બેચેની અને એવું જ દર્દ, (વરપક્ષવાળા કન્યાની પસંદગી કરવા આવે ત્યારે કન્યાની માતાને થાય છે.) ૨૨



આ દુર્ભાગી દેશની વિશિષ્ટતા જ એ છે કે કાળના મુખનો ગ્રાસ બનેલા બુઢ્ઢાઓ પણ, પોતાને માટે જાતે જોઈને કન્યા પસંદ કરવાનો શોખ રાખી શકે છે! ૨૨



ગુસ્સો અને અભિમાન, શેખી અને તુંડમિજાજ એ બ્રાહ્મણના જન્મસિદ્ધ ગુણો છે. સંસારમાં બ્રાહ્મણ જન્મી એણે બાકીની માનવ-જાતિ પર શાસન કરવાનો જાણે પરવાનો લીધેલો હોય છે. ૨૫



ગામ લોકોમાંથી ઘણાખરા લોકોની એવી માન્યતા હોય છે કે જ્યાં સુધી પાણીથી તરસ છીપે અને ભોજન કરી શકાય, ત્યાં સુધી પાણી સારું છે કે ખરાબ, એનાથી હાનિ છે કે લાભ એ વિચાર-વાની જરૂર નથી. ૨૫



'દરવર્ષે કેટલાંયે બાળકો ને સ્ત્રી પુરુષો અકાળ મૃત્યુના મુખમાં સપડાય છે, અથવા કહો કે તેમને બળજબરીથી ધકેલવામાં આવે છે. પણ આ હકીકત તરફ કોણ નજર કરે છે? તમારા જેવા ભણેલા ગણેલા માણસો ગામડાંની માયા મમતા છોડી ગામડાંનો ત્યાગ ન કરતા હોત, તો આ લોકો આમ કમોતે ન મરતાં હોત. શહેર-વાસીઓનાં અન્નવસ્ત્રને માટે મહેનત મજૂરી કરનારા ખેડૂત મજૂરો તો ગામડાંના જ લોકો છે ને! એમના હાથપગ કાપી કાપીને તો આ લોકો પોતાની ઉન્નતિની નિસરણી તૈયાર કરે છે!' ૨૫



કેળવણીદ્વારા બાળકને સમજતો કરી દેવો. પછી એનું એ ફોડી લેશે. એંજિનમાં વરાળનું બળ હોવાથી જ એ આખી ગાડીને ખેંચી જાય છે. નહિ તો આટલા મોટા જડ પદાર્થને ગમે તેટલા ભણેલા માણસો જોર કરીને ખેંચે તોયે એ જરા હાલશે સુદ્ધાં નહિ. આ જ દશા દેશના અભણ વર્ગની છે. ૨૫



અભણ અને ગરીબ લોકો પોતાનું માન પોતાને મોઢે પ્રકટ કરી શકતા નથી. બીજા લોકો તેમને હલકી વર્ણના કહ્યા કરે છે, તેઓ એ ગુપચૂપ સહી લે છે. પરંતુ એમનો અંતરાત્મા એ નથી સ્વીકારતો. ૨૫



ગામડાંના હલકા લોકોમાં ઓછું ભણેલો પણ સહૃદય માણસ જ સમાન ભાવે કામ કરી શકે છે. મોટા પંડિતો ને પ્રોફેસરોથી એ લોકો ગભરાઈ નાસી જાય છે. આ ભેદ જે સમજે છે, ને જે એ ભેદ તોડી નાખે છે એ એમનો બની જાય છે. બાકી તો એમને એ દુશ્મન કરતાંયે ભૂંડો લાગે છે. ૨૫



ભદ્ર લોકોની અશ્રદ્ધાભરી દયા અને ઊંચેથી ટુકડો નાંખવાની વૃત્તિ દલિતોને સખત આઘાત પહોંચાડે છે, માટે તેઓ તેમનાથી મોં ફેરવી લે છે. ૨૫



'ભદ્ર લોકોના સંસર્ગથી ખેડૂત મજૂરોનાં બાળકો પોતાનાં ગરીબ અને અભણ માબાપને ગણતાં જ નથી, તેમને સન્માન અને શ્રદ્ધાની નજરથી નથી જોતાં. ભદ્ર લોકોના આચરણનું જ આ અનુકરણ છે. તેથી પહેલાં ભદ્ર લોકો પોતાના આચારવિચાર આદર્શ બનાવીને દેખાડે, સાબિત કરી આપે કે અમે ભદ્રજનો અભણ ખેડૂત મજૂરો કરતાં જુદા નથી, તો એ ખેડૂત મજૂરોનો ભય આપોઆપ દૂર થઈ જશે. તે સિવાય, હલકી જાતિના લોકો શિક્ષિત અને સુખી માણસોથી ડર્યા કરશે, એમનું સન્માન કરશે, કદાચ એમની પૂજા પણ કરશે, પરંતુ એમનો વિશ્વાસ તો નહિ કરે.' ૨૫



માત્ર ઈચ્છા અને સહૃદયતાથી દેશનું ભલુ કે દેશની સેવા નથી થતાં. જેમનું ભલું કરવું છે તેમની સાથે તેમના જેવા બનીને રહેવાની તાકાત જોઈએ. ૨૫



આ દેશવ્યાપી મૂઢતાનું પ્રાયશ્ચિત આપણે પહેલાં કરી લઈએ, પછી જોવાશે કે સરકાર પોતાના કર્તવ્યનું પાલન કરે છે કે નહિ. પોતાના કર્તવ્યનું પાલન કરતા પહેલાં પારકાના કર્તવ્યની ચર્ચા કરવી એ પાપ છે. ૨૫



ગાંધી, તિલક, રામમોહનરાય કે વિદ્યાસાગર જેવા માણસો સેંકડોની કે હજારોની સંખ્યામાં નથી પાકતા. ૨૫



સાધારણ સ્થિતિના ગૃહસ્થના ઘરમાં જ્યારે ઘરનો કરતાકારવતા માણસ દમના વ્યાધિથી મરણ પામે છે, ત્યારે તે કુટુંબને પણ અધમૂઉં કરતો જાય છે. ૨૭



અંતરની બળતરાથી પુરુષો સુકાઈને લાકડું થઈ જાય તો ભલે, પણ એક બિંદુ આંસુ ન પડવું જોઈએ ! ૨૮



દુનિયામાં હમેશાં જે બનતું આવ્યું છે, ને જે બનવું જોઈએ તે બને, એમાં દુઃખ પણ શું ? અને આશ્ચર્ય પણ શું ? ૨૮



ઘરભેદુ વિભીષણને લીધે લંકાનગરી બળીને ખાખ થઈ હતી, ખબર છે ? ૨૮



મોટા માણસોનાં શિક્ષણ અને સંસ્કાર કદાચ આવાં હશે. સેવા ચાકરીનો ભાર નોકર ચાકર ઉપર નાખી બહારથી જ ખબર પૂછી લેવાનો એમનો નિયમ હશે. ૨૮



'જેમને ભૂખે મરવું પડતું હોય તેમની વાત પડતી મૂકીએ, પરંતુ જેમને તે મુશ્કેલી નથી એવા બધા ભદ્ર લોકો પણ શા સુખે ગામ છોડી ભાગી જાય છે! તેઓ વાસ કરીને રહેતા હોત તો ગામડાની આટલી દુર્દશા થાત નહિ!' ૨૯



આપણી મોટાઈની વાતો અનંત છે. યુગોયુગોથી સંચિત થઈ લગભગ દરેક ગ્રામવાસીના બારણામાં તેના ઢગલા થયા છે. ૨૯



ચારિત્રની બાબતમાં કહો, ધર્મની બાબતમાં કહો કે કેળવણીની બાબતમાં કહો — ગામડાંમાં બધા પારંગત છે; હવે ફક્ત અંગ્રેજોને કમર કસીને ગાળો ભાંડતા થઈ જઈએ એટલે દેશનો ઉદ્ધાર થઈ જશે. ૨૯



આપ લોકો એમ માનશો નહિ કે ગામડામાં ઉદારતાનો બિલકુલ અભાવ હોય છે. જરાય નહિ. ઊલટું પ્રતિષ્ઠિત હોઈએ તો અમે એવી તો ઉદારતા બતાવીએ છીએ કે એ સાંભળીને આપ લોકો આભા થઈ જશો. ૨૯



સાપનું ઝેર એ કંઈ બંગાળીનું ઝેર નથી. ૨૯



માણુસ કેટલો જલદી તેની ચૌદ પેઢીની જાત છોડી દઈ બીજી કોઈ જાતનો બની જઈ શકે છે, તે એક અજાયબી પમાડે તેવી વસ્તુ છે. સોળે સોળ આની કાયસ્થના સંતાનને કસાઈની દીકરી પરણીને કસાઈ બની જતો પણ જોયો છે. ચુસ્ત બ્રાહ્મણના દીકરાને મૅટ્રિક પાસ કરીને પણ ઢેડની છોકરીને પરણી ઢેડ બનેલો જોયો છે. એટલે જ મને થાય છે કે આ રીતે, આટલી સહેલાઈથી પુરુષને જેઓ ખેંચી નીચે પાડી શકે છે, તેઓ શું એ જ રીતે રમત રમતમાં જ તેઓને ઠેલીને ઉપર ન લઈ જઈ શકે ? ૨૯



માણુસ ભલેને તદ્દન તુચ્છ હોય, પરંતુ તેનું હૃદય જીતી કબજે કરવાનો આનંદ તુચ્છ નથી હોતો; તે સંપત્તિ જેવી તેવી નથી પણ હોતી.

પરંતુ જે દેશનાં સ્ત્રીપુરુષની અંદર પરસ્પર હૃદય જીતીને લગ્ન કરવાનો રિવાજ નથી, બલકે એ નિંદાનો વિષય છે, જેમને વિજયનું અભિમાન કે પરાજયની વ્યથા જીવનમાં કદી અનુભવવાં પડતાં નથી; જેમને ભૂલ કરવાનું દુઃખ કે ભૂલ ન કરવાનો સંતોષ એ કશાની બલા જ નથી, લગ્ન એ વસ્તુ જેમને મન કેવળ કરાર છે — ભલેને પછી વૈદિક મંત્રો વડે તે કરારનામું ગમે તેટલું પાકું કરેલું હોય — તે દેશના લોકોને આ વાત નહિ સમજાય. ૨૯



સાંભળ્યું છે કે વિલાયત વગેરે મ્લેચ્છ દેશોમાં પુરુષોને એવા કુસંસ્કાર પડેલા હોય છે, કે તેઓ સ્ત્રીઓને દુર્બળ તથા નિરૂપાય ગણીને તેમના ઉપર હાથ ઉપાડતા નથી. એ વળી કેવી વાત ! સનાતની હિંદુઓ એવા કુસંસ્કારમાં માનતા નથી ! અમારો મત એવો છે કે

જેના શરીરમાં જોર નથી તેના જ શરીર ઉપર હાથ ઉપાડી શકાય, પછી તે સ્ત્રી કે પુરુષ ગમે તે હોયને. ૨૯



જેઓ ગામડાંમાં રહેતા હોય છે, તેમના છોકરાઓમાંથી સૌએ એંસી જણને પૂરા બે કોસ રસ્તો ખૂંદીને જ વિદ્યા પ્રાપ્ત કરવાની હોય છે. તેનાથી લાભના ખાનામાં છેવટ લગી બિલકુલ મીંડુ ભલે નહિ પડતું હોય, છતાં તેઓ જે જાણે છે તેનો હિસાબ કરતી વખતે આ થોડી વાતોનો વિચાર કરી જોશો તો બસ થશે કે, જે છોકરાઓને સવારના આઠ વાગતાંમાં બહાર નીકળી, આવવા જવામાં ચાર કોસ માર્ગ ખુંદવાનો હોય, — ચાર કોસ એટલે આઠ માઈલ નહિ — ઘણું વધારે — ઢીંચણપૂર કાદવ, તેમજ ઉનાળાના દિવસોમાં પાણીને બદલે બળબળતો સૂરજ તથા કાદવને બદલે ધુળનો સાગર તરીને નિશાળ - ઘર કરવાનાં હોય, એ હતભાગી બાળકોને મા સરસ્વતી પ્રસન્ન થઈ કયે મોઢે વર દેવાનાં હતાં! ઊલટું તેમનું કષ્ટ જોઈને ક્યાં મોં સંતાડવું એ જ તેમને નથી સૂઝતું! ૨૯



જેઓ બોલે છે કે આ હિંદુ સમાજ તેની અભૂલ વિધિ-વ્યવસ્થાને જોરે જ આટલા સૈકાઓથી આટઆટલી ઉથલપાથલોની વચ્ચે ટકી શક્યો છે, તે લોકો પ્રત્યે પણ મને અતિશય ભક્તિ છે; જવાબમાં હું કદી કહેવાનો નથી કે ટકી રહેવું એમાં જ એક માત્ર સાર્થકતા નથી, અને અતિકાય હસ્તી લોપ પામ્યો છે, પરંતુ વંદો ટકી રહ્યો છે.

હું ફક્ત એટલું કહીશ કે પૈસાદાર લોકોના કહાન કુંવરની પેઠે રાતદિવસ નજર આગળ તથા ખોળાની અંદર જ રાખવાથી

સમાજ સાચો સચવાય એમાં સંદેહ નથી, પરંતુ છેક વંદાની પેઠે બચાવી રાખવા કરતાં એક અધઘડી ખોળામાંથી એને નીચે ઉતારી બીજાં ઘણાં માણસની પેઠે એએક પગલાં ભરવા દેવાથી કંઈ પ્રાયશ્ચિત કરવું પડે એવું પાપ નહિ થઈ જાય. ૨૯



ભગવાનની ઘડેલી દુનિયામાં ઓચિંતુ કોણ ક્યાંથી આવી પહોંચે છે, એ કોઈ જ કહી શકતું નથી. ૩૦



યોગ્ય ઉંમરે દાઢી મૂછ ન ઊગે તેમાં સગવડ કદાચ કંઈક હશે, પણ અગવડે ય પુષ્કળ છે. ઉંમરનો અંદાજ કાઢતી વખતે ઓછી આંકવાનું જેમને મન નથી હોતું, તેઓને વધારે આંકવા જતાં આંકને કયે કોઠે જઈને થોભવું એ જ નક્કી કરવું મુશ્કેલ બની જાય છે. ૩૧



ગમે તેમ હો, પૈસાદાર માણસનું કોઈ પણ દેશમાં ઊંમરને કારણે લગ્ન અટકતું નથી. ૩૧



અંગ્રેજ સરકારની અદાલતોનાં મોટાં બારણાં ગમે તેટલાં ખુલ્લાં હોય, પણ ગરીબ માણસને અંદર દાખલ થવાનો રસ્તો તો લગારે ખુલ્લો નથી હોતો. ૩૧



શ્રીમંત લોકો નબળા માણસની વિરૂદ્ધમાં અત્યંત અપ્રિય શબ્દો કઠોર અને કર્કશ રીતે બોલવા એને જ સ્પષ્ટવાદિતા માને છે ! ૩૧



સંસારમાં ક્ષુદ્ર માણસે મોટાની આજ્ઞા સામે આણ બતાવવી કે વેણ ઉચ્ચારવું એ માત્ર નિષ્ફળ જ નહિ, પણ આફતનું કારણ છે. પણ એટલું નસીબ કે આટલો ક્ષીણ અવાજ એટલા મોટા કાન સુધી પહોંચતો નથી. નહિ તો તેના મોંનો કોળિયો અને આંખની ઊંઘ બંને નાશ પામે. ૩૧



સંસારમાં કોનો હક કેટલે સુધી પહોંચે છે એ હું કેવી રીતે સમજાવું! ૩૨



છોકરાને મન એને ભણાવવા ઘેર માસ્તર બોલાવવો અને પોલિસ બોલાવવો બંને સરખાં. ૩૨



આ કોન્ગ્રેસના ગોર લોકો! પ્રધાન થવાની તેમને કેટલી ઉગ્ર વાસના હોય છે! અને છતાં નિસ્પૃહતાના ઢાંકણ નીચે તે છુપાવવા કેટલી ચાતુરી કરે છે! કાયદો ઘડતી વખતે જેમણે તેમનો એક અક્ષરે સાંભળ્યો નહિ, તેમની જ સાથે આજે અર્થ સંબંધી કેવી જીવ સટોસટની લડાઈ! તેઓ નિઃશંક સાબીત કરી આપવા માગે છે કે સામા પક્ષની દાનત સાફ નથી. આથી મોટી વિડંબના કઈ! ૩૨



સૌ હમેશાં સાંભળતા આવ્યા છે કે પોલિસ પાસે પહોંચવાથી કંઈ લાભ નથી. ઊલટું એ લોકોના સિમાડામાં પગ દેવો પણ જોખમકારક છે. વાઘના યે મોંમાં પડીને નસીબજોગે બચી જવાય, પરંતુ આ લોકોના હાથમાં સપડાયા પછી બચવું કદાચ અશક્ય છે. ૩૨



ધર્મનું આસન જમાવી બેસી જતાં પુરુષને વાર લાગતી નથી. ૩૩



સમયની સાથે સાથે નિયમ પણ બદલાય છે. એ સત્ય 'પંડિત' લોકો બિલકુલ માનતા કરતા નથી. ૩૩



કોઈ શાસ્ત્રનો માણસના આંતરિક અભિપ્રાય સાથે મેળ ન ખાતો હોય તો એવા કોઈ પણ શાસ્ત્રને પુરુષ લાંબો વખત સ્વીકારીને ચાલતો નથી. ૩૩



સભ્યતાની શરૂઆતમાં સ્ત્રી પુરુષના કર્તવ્ય-વિભાગમાં સમાનતા હોય છે, અને જેમ સભ્યતા વધતી જાય છે તેમ સમાનતા ઓછી થતી જાય છે. ૩૩



સમાજમાં સ્ત્રીનું સ્થાન હલકું પડવાની સાથે સાથે જ સ્ત્રી પુરુષ બંનેની જીવનમર્યાદા પણ કેવી યે રીતે ઓછી થતી ગઈ છે. ૩૩



જે દેશમાં માણસે, યુદ્ધને પુરુષના પરમ ગૌરવની વસ્તુ માની લીધી છે અને એમ માનીને લડાઈઓ કર્યા કરી છે, અને લોકસંહાર દ્વારા કૃત્રિમ રીતે સ્ત્રીનું પ્રમાણ વધારી મૂક્યું છે તે જ દેશમાં નારીનું મૂલ્ય લુપ્ત થયું છે. ૩૩



પ્રથા જો એક વાર ધર્મ બની જાય, તો કોઈ પણ નિષ્ઠુરતા પછી અસાધ્ય નથી રહેતી, ઊલટું કર્મ જેમ વધારે નિષ્ઠુર, વધારે બિભત્સ, તેમ પુણ્યની માત્રા પણ વધતી જાય છે, ૩૩



સમાજનું હિત અહિત શાથી થાય છે, ને શાથી નથી થતું, કયો નિયમ દાખલ કરવાથી કે ફેરવવાથી આધુનિક સમાજનું હિત અહિત થશે, એવા બધા સામાજિક પ્રશ્નોના નિર્ણયનો ભાર દેશના મહાન પુરુષો ઉપર છે, બ્રાહ્મણ પંડિતો ઉપર નહિ. ૩૩



ગામડામાં શુદ્ર જાતિના લોકો જ બ્રાહ્મણોને દેવતા કહે છે. ૩૪



લગ્ન માટે નાલાયક માણસો લગ્ન કરીને જેટલો ગુનો કરે છે તેના કરતાં, જે લોકો લાયક હોવા છતાં, જંજાળ અને જવાબદારીથી બીને કે પોતાની અમર્યાદિત નિરંકુશ સ્વચ્છંદતા પર કાપ આવે એ બીકે કુંવારા રહેવાનું પસંદ કરે છે તેઓ વધારે ગુનેગાર અને અવિશ્વસનીય છે. ૩૪



લગ્નને લાયક, સાધનસંપન્ન પુરુષ જો કેવળ ઘરનો ભાર ઊંચકવાની બીકે અથવા તો પોતાની સ્વચ્છંદી, મનસ્વી અને વિલાસી મનોવૃત્તિમાં વિઘ્ન નડશે એ ડરે, લગ્ન કરવાથી દૂર રહે તો તેના કરતાં વધારે બાયલા માણસો સંસારમાં થોડા જ હશે! ૩૪



દુનિયામાં કોઈ પણ વસ્તુનું મૂલ્ય નિશ્ચિત રૂપથી નક્કી કરી શકાતું નથી. ૩૪



આથમતા સૂર્યનાં ત્રાંસા કિરણોએ ધીરે ધીરે ઊતરી આવી તળાવના કાળા પાણી ઉપર સોનું લગાવી દીધું. ૧

મારી સૂકી લાકડી પર ફૂલ ખીલી ઊઠયું—જરા ફાંદ પણ દેખાવા લાગી. ૧

વાયુહીન, કંપવિહીન, નિસ્તબ્ધ, એકાંત રાત્રિની વિરાટ કાલમૂર્તિ ! કાળાભમર કેશમાં આકાશ અને પૃથ્વી છવાઈ ગયાં હતાં, અને તે સૂચિભેદ્ય અંધકારને ભેદીને વિકરાળ દાઢની પેઠે દિગંત સુધી વિસ્તરેલા એ પ્રબળ જળપ્રવાહમાંથી કોઈ એક પ્રકારની વિચિત્ર સ્થિર જ્યોતિ નિષ્ઠુર અને કપટી હાસ્યની માફક છૂટતી હતી. ૧

રાત્રિનું પણ એક રૂપ છે. તેને પૃથ્વીનાં ઝાડપાન, પહાડપર્વત, જળજમીન, વનજંગલ વગેરે તમામ દૃશ્યોની પૃથક્ કરીને, અલગ કરીને જોઈ શકાય છે. અનંત શ્યામ આકાશની નીચે ધરતીનું આસન કરીને ગંભીર રાત્રિ આંખો બંધ કરીને ધ્યાનમાં બેઠી છે, અને સમસ્ત દિવ્ય સચરાચર મોં ભીડી નિઃશ્વાસ રોકી અત્યંત સાવચેતીપૂર્વક સ્તબ્ધ થઈને આ અટલ શાન્તિની રક્ષા કરી રહ્યું છે.

એકાએક ચક્ષુ ઉપર જાણે સૌન્દર્યનું મોજું ફરી વળે છે: પ્રકાશ રૂપ છે, અંધકાર રૂપ નથી એવી વાત કોણ મિથ્યાવાદીએ

ફેલાવી છે? આ આકાશ, વાયુ, સ્વર્ગ, મર્ત્ય બધું વ્યાપીને દષ્ટિની અંદર અને બહાર અંધકારનું પૂર વહી રહ્યું છે! ૧

અંગ્રેજોનો મહાકવિ શેક્સપિયર કહી ગયો છે કે સંગીતથી જે મુગ્ધ નથી થતો તે ખૂન કરી શકે—કે એવું કંઈ. પરંતુ એકાદ મિનિટ સાંભળ્યું હોય તો માણસનું ખૂન ઠરી જાય, એવા સંગીતની એ મહાકવિને ખબર નહિ હોય. ૨

[સાઈક્લોનનું વર્ણન.] આજે સૃષ્ટિનું જેવું દર્શન કર્યું, તેવું કદી કરવા ભાગ્યશાળી થયો નથી. દૂર દૂર નાખી નજર ન પહોંચે ત્યાંથી આ અકલ્પ્ય, વિરાટ મહા તરંગ, માથે શુભ્ર રૂપેરી મુકુટ ધારણ કરીને ધસમસતો દોડતો આવી રહ્યો છે! આવું ભારે આશ્ચર્ય જગતમાં બીજું હશે શું! ૨

કોઈ પણ વસ્તુની અતિશય ઊંચાઈ અને તેથી પણ વધારે તેનો વિસ્તાર જોવાથી જ કંઈ મનમાં આવી લાગણી પેદા થતી નથી; કારણ કે એમ હોય તો તો હિમાલયનું કોઈ પણ એક શિખર એવી લાગણી પેદા કરવા માટે બસ થવું જોઈએ. ૨

ડેક પેસેંજરોની સ્ટીમરમાં ચડવાની ક્રિયા કેવી રીતે થાય છે એની નજરે જોયા વગર કલ્પના પણ આવવી અશક્ય છે. તો પણ સંચામાં જેમણે દાંતાવાળા ચક્રની ક્રિયા જોઈ હશે તેમને આનો ખ્યાલ આવવા સંભવ છે. ૨

દાક્તર સાહેબ એવા ઠંડે કલેજે અને એવા નિર્વિકાર ચિત્તે આવા બધા સંદેહ પડતા શરીરના ભાગો પર હાથ ફેરવી સોજાની તપાસ કરવા લાગ્યા કે લાકડાની પૂતળીને પણ એ તપાસ ભારે પડે. ૨

સ્ટીમરમાં ઉતારૂઓના અવાજનું વર્ણનઃ—'આની સરખામણીમાં આપી શકું એવો એક અવાજ હું જાણતો નથી. ગૌશાળામાં આગ લાગે ત્યારે એક અવાજ ઉત્પન્ન થાય છે ખરો, પરંતુ આના જેવો અવાજ ઉત્પન્ન કરવા માટે એવડી મોટી ગૌશાળા જોઈએ કે મહાભારતકાળમાં વિરાટ રાજાને ત્યાં એવડી ગૌશાળા હોય તો એ જુદી વાત છે, બાકી આ કળિકાળમાં તો એવી ક્યાંયે હોય એવી કલ્પના કરવી પણ કઠણ છે. ૨



આવનારી રાત્રિનું અજાણ્યું સ્વરૂપ જાણે કોઈ નહિ દીઠેલી નારીના ઢાંકેલા મોં સમું રહસ્યમય છે. ૩



કોઈ તોફાની છોકરાના હાથમાં રંગની પીંછી આવી પડે અને વગર સમજ્યે એ ચિત્રને રંગી નાખે તેવી રીતે આથમતા સૂર્યનો છેલ્લો ઉજાસ વિવિધવર્ણી વેરવિખેર પડેલાં વાદળાંના ટુકડાઓ પર ખેલી રહ્યો હતો. ૪



પંખીઓ ધીરે ધીરે ઊંઘમાંથી જાગતાં હોય એવો ધ્વનિ સંભળાય છે. જાણે કે તેઓ ઊઠીને હાથ મોં ધોઈ તૈયારી કરી રહ્યાં છે અને થોડા જ વખતમાં, આખો દિવસ ચાલે તેવો નાચગાનનો જલસો શરૂ કરી દેવાનાં છે! મંદિરમાં વૈષ્ણવોનાં ભજનકીર્તન તો વચમાં વચમાં ઘડીક બંધ રહે છે, પણ મંદિર બહાર ચાલી રહેલા આ જલસાને એવું કોઈ બંધન નથી. અહીં નથી નાનામોટાનો ભેદ, કે સારાસારનો વિવેક—તમારી મરજી હોય કે ન હોય તમને ફૂરસદ હોય કે ન હોય, પણ તમારે એ ગાનતાન સાંભળવાં જ પડે. ૪



ચોમાસામાં જે નદી બેઉ કાંઠે પાણીથી છલકાઈ જાય છે, તે જ નદી પાછી વસંતઋતુ બેસતાં સુકાવા માંડે છે. પાણીના નવા પૂરમાં તણાઈ આવેલાં પાંદડાં અને ફળફૂલ નદીના સુકાતા જતા પટ ઉપર પડ્યાં પડ્યાં શિયાળામાં ને ઉનાળાના તાપમાં સડી સડીને એવાં તો ગંધાઈ ઊઠે છે કે નદી જાણે નરકકુંડ બની જાય છે. ૪



બાળપણમાં એક ઝાડ મને ખૂબ ડરાવતું—આજે ઘણે વર્ષે મેળાપ થતાં, સગા ભાઈની જેમ ભીની પાંપણો પટકાવી એ મને જાણે કહી રહ્યું હતું : 'કેમ છો, વહાલા ભાઈ, હવે તો મારાથી બીતો નથી ને!' ૪



વરસાદ પછીનાં ભૂખરાં વાદળોમાંથી એક પ્રકારનો ઝાંખો પ્રકાશ આવે છે. ૭



શિયાળાના દિવસનાં ધૂલિધૂસરિત વૃક્ષો રાતના વરસાદ અને પવનથી નહાઈ ધોઈ નિર્મળ બની પ્રભાતના સૂર્યનાં કિરણોમાં ઝળકી રહે છે. ૭



ભીષણ અજગરની જેમ ફુંફાડા મારતી ટ્રેન આકાશને કંપાયમાન કરતી પ્લેટફોર્મ છોડી બહાર નીકળી ગઈ. ૭



કાળા પથ્થરમાંથી જેમ ઝરણું વહી નીકળે, તેવી રીતે તેના આંખના ખૂણામાંથી આંસુ વહી રહ્યાં હતાં. ૭



બબ્બે વરસ લગીના ભણતરની પરીક્ષા એક રાતની બેદરકારીમાં શી રીતે વણસી જતી હશે! એમ જેની વણસી જતી હોય તેની વણસી જાય તે જ યોગ્ય છે. ૮



સ્ફટિકનો ટુકડો મધ્યાહ્નના સૂર્યનાં કિરણો પડતાં જેવી રીતે જ્વલંત તેજ–ઝડીઓ વરસાવે છે, તેવી રીતે તેની સળગતી આંખોમાંથી અસહ્ય જ્વાળાઓ ફાટી બહાર આવવા લાગી. ૯



બપોરવેળા જે વાદળાં પવનના તોફાનને લીધે છિન્નભિન્ન થઈ નાસી જાય છે, તે બધાં પાછાં સાંજે એકે એકે મહાધામધૂમપૂર્વક ઘંટાનાદ કરતાં આકાશમાં ઘેરાવા લાગે છે. ૨૩



અનાવૃષ્ટિના આકાશમાંથી જાણે અગ્નિ વરસી રહ્યો છે. ૩૧



સામેના ક્ષિતિજ સુધી વિસ્તરેલાં ખેતરો બળી ધખીને ચિરાઈ ગયાં છે, અને લાખો ચિરાડામાંથી ધરતીની છાતીનું લોહી નિરંતર ધુમાડો થઈ ઊડી જાય છે. અગ્નિની જ્વાળા જેવી તેની ગૂંછળાં વળતી ઊર્ધ્વ ગતિ તરફ જોઈ રહીએ તો માથે તમ્મર ચડે—જાણે ઘેન ચડયું. ૩૧



ક્યાંય જાણે દયાનો આભાસ સુદ્ધાં નથી. કોક દિવસ આ રૂપમાં લેશમાત્ર પરિવર્તન થઈ શકે, ફરી કોઈ દિવસ આ આકાશ વાદળાંની ઘટાથી સ્નિગ્ધ જલપૂર્ણ બની દેખા દઈ શકે, એવી આજે કલ્પના કરતાં પણ ડર લાગે છે. લાગે છે જાણે સળગી ઊઠેલા

આકાશમાંથી રોજરોજ વરસી રહેલા અગ્નિને અંત નથી, સમાપ્તિ નથી; બધું બિલકુલ ખાખ થઈ જાય ત્યાં સુધી એ હવે થોભવાનો નથી. ૩૧



ભીષણ વંટોળિયાના ઉપરાઉપરી આઘાતથી ફળહીન થઈ ગયેલું ઝાડ ક્ષોભ અને રોષથી મરવા જેવું થઈ આકાશમાં પાંદડાં રૂપી આંગળીઓ ફેલાવીને ઊભેલું દેખાય છે. નિષ્ઠુર વિધાતાની કેવી લીલા ! ૩૫

સમાપ્ત